# હિંદ સાક્ષરતાને પંથે




એફ. સી. લૌબાક

(Abridged edition of *India shall be Literate* by Dr. F. C. Laubach).

# હિંદ સાક્ષરતાને પંથે

ભાષાંતરકર્તા: રેવ. આઈ. વિ. માસ્ટર
રેવ. પી. કે. દાસ
મિસ એલ. એફ. ઑસ્ટિન, બી. એ.

અંગ્રેજી પુસ્તક "ઇન્ડિયા શેલ બી લિટરેટ"
એફ. સી. લૌબાક રચિતની
સંક્ષિપ્ત ગુજરાતી આવૃત્તિ

પ્રકાશક :

બી. આર. સી. સી., ગુજરાત વિભાગ,

સાક્ષરતાની સમિતિ વતી

મિસ એલ. એફ. ઑસ્ટિન, બી. એ.

મુદ્રક :

રેવ. જે. રોજર્સ

મુદ્રણાલય :

મિશન પ્રેસ, સુરત.

૧ લી આવૃત્તિ

કિંમત પાંચ આના.

૨૦ કે વધારે નકલો વેચાતી લઈ ફરી વેચવા માટે ૨૦ ટકા
વળતર આપવામાં આવશે.

૧૯૪૩

## પ્રસ્તાવના

સાક્ષર દુનિયાને માટે ડૉ. એફ. સી. લૌબાકનો ઉત્સાહ લાખો અંગ્રેજી જાણનારાંઓને સારી પેઠે માલૂમ છે. હિંદમાં જે ફાળો તેઓ સાક્ષરતાના સંબંધમાં આપી શકયા છે તે "ઇન્ડિયા શૅલ બી લિટરેટ" એ નામના અંગ્રેજી પુસ્તકમાં સારી પેઠે દેખાય છે. હિંદમાં તે પુસ્તકનો બહોળો પ્રસાર થયો છે. અંગ્રેજી ન જાણનારાંઓ પણ તેમાં વિસ્તારીને જે બાબતો વિષે લખવામાં આવ્યું છે તે વિષે માહિતગાર બને માટે આ ગુજરાતી આવૃત્તિ તૈયાર કરવામાં આવી છે.

અંગ્રેજી પુસ્તકની કેટલીક બાબતો પડતી મૂકવામાં આવી છે, અને ઘણાં પ્રકરણ ટૂંકાં કરેલાં છે, પણ તે પુસ્તકની ભાવના તથા મુખ્ય હકીકતો આ આવૃત્તિમાં આપવાની મહેનત કરવામાં આવી છે. જે કોઈ હિંદને ચાહે છે, તે દેશી હોય કે પરદેશી હોય, તો પણ આ ચોપડી વાંચવાથી તેને હિંદના હિતને માટે વધતું કરવાનું મન થશે, એ ખાતરીપૂર્વક છે.

જે કામ આ પુસ્તક મારફતે આપણી આગળ રજૂ કરવામાં આવ્યું છે તે એવું છે કે તેમાં આપણે બધાં ફાળો આપી શકીએ છીએ. નિરક્ષરતાનિવારણ કરવામાં આપણે શું કરી શકીએ ને તે કેવી રીતે કરી શકીએ તે આ ચોપડીમાં સારી રીતે બતાવેલું છે.

તે ઘણાંને રસિક લાગે અને હિંદના હિતને માટે ઘણાં ફાળો આપવાને ઉત્તેજીત બને ને તે માટે મહેનત કરીને કુશળ બને એવી આશાથી આ આવૃત્તિ બહાર પાડવામાં આવે છે.

ઓરિયા પ્રાંતમાંની સાક્ષરતાની ઝુંબેશમાં જે મોટાં ચિત્રો વાપરવામાં આવે છે તેમાંના એક ઉપરથી આ આવૃત્તિનું પ્રથમ ચિત્ર તૈયાર કરેલું છે. તેમાં ગુજરાતી અક્ષરો લખી આ આવૃત્તિમાં મૂકવાની પરવાનગી તેમજ આ ગુજરાતી આવૃત્તિ બહાર પાડવાની પરવાનગી માટે જબલપુરમાંના મિશન પ્રેસના અમો આભારી છીએ. સાક્ષરતાના માર્ગનું ચિત્ર વાપરવાની પરવાનગી "ધી ટ્રૅઝર ચૅસ્ટ" તરફથી મળી છે.

**એલ. એફ. ઑસ્ટિન**

# અનુક્રમણિકા

| પ્રકરણ | | | પૃષ્ઠ |
|---|---|---|---|
| | ૩. સ્ત્રીઓને કેળવણી પામવાની છૂટ છે | ૭૦ | |
| | ૪. કાર્યનો વિસ્તાર | ૭૧ | |
| | ૫. સમાપ્તિ | ૭૩ | |
| **૭.** | **ધાર્મિક સંસ્થાઓ શું કરી શકે?** | | ૭૭—૮૪ |
| | ૧. ધાર્મિક સંસ્થાઓ પાઠો તૈયાર કરવામાં અગ્રસ્થાન લે છે | ૭૭ | |
| | ૨. ધર્મ સેવાની ભાવના ઉત્પન્ન કરી શકે છે | ૭૮ | |
| | ૩. ધાર્મિક સંસ્થાઓ ઝૂંબેશો ચલાવે છે | ૭૯ | |
| | ૪. ધાર્મિક સંસ્થાઓ નવા થયેલા સાક્ષરો માટે લખે છે | ૮૧ | |
| **૮.** | **સાક્ષરતા માટે વિદ્યાલયો અને અન્ય શાળાઓ શું કરી શકે?** | | ૮૫—૯૧ |
| | ૧. કૉલેજો | ૮૫ | |
| | ૨. ટ્રેનિંગ શાળાઓ | ૮૬ | |
| | ૩. નિરક્ષરતાનિવારણની ઝૂંબેશમાં હાઇસ્કૂલોનો ફાળો | ૮૮ | |
| | ૪. કેવી રીતે પ્રાથમિક શાળાઓના શિક્ષકો પણ પ્રૌઢશિક્ષણના કાર્યમાં જોડાઇ શકે | ૮૮ | |
| | ૫. તજી દેવા લાયક હાનિકર્તા બાબતો | ૯૦ | |
| **૯.** | **સાક્ષરતાની પરિષદો** | | ૯૨—૧૦૦ |
| **૧૦.** | **ખાસ શબ્દકોષ** | | ૧૦૧—૧૦ |
| | ૧. એની શી જરૂર છે? | ૧૦૧ | |
| | ૨. કેવી રીતે આવો શબ્દકોષ તૈયાર કરવો | ૧૦૪ | |
| **૧૧.** | **નિરક્ષરો માટે કેવી રીતે અને શું લખવું?** | | ૧૧૦—૧૨૨ |
| | ૧. કોણ લખશે? | ૧૧૦ | |
| | ૨. ગામડાના પ્રૌઢને કઇ બાબતોમાં રસ છે એ કેવી રીતે શોધી કાઢવું? | ૧૧૭ | |

મારે આંખો છે, પગ છે, નાક છે, કાન છે અને માથુંયે છે. મારે બધુંજ છે. ફક્ત વાંચવાની અને લખવાની શક્તિજ નથી.



આંખો છતાંય હું આંધળો છું.

(ઓરિયા પ્રાંતના એક જાહેરનામા પર દોરેલું)

## પ્રકરણ ૧લું

# હિંદમાં સાક્ષરતાનો પ્રશ્ન

દર દશ વરસે હિંદુસ્તાનની સાક્ષરતા એક ટકો વધે છે, પણ ખરી રીતે જોતાં એ પીછેહઠ કરે છે. આ કેવી રીતે બની શકે એ નીચેના ઉદાહરણ પરથી જોઈ શકાશે.

"એક છોકરો એના બાપ કરતાં ૧૦ ટકા મોટો છે. ૨૦ વરસમાં એ એના બાપ કરતાં ૫૫ ટકા મોટો થશે; તો કેટલાં વરસમાં તે એના બાપ જેટલો મોટો થશે?" આનો ઉત્તર આ જ છે કે "કદી નહિ"! કેમકે બન્ને ૨૦ વરસ આગળ વધે છે.

હિંદુસ્તાન આ છોકરા કરતાંય વિષમ સંજોગોમાં છે, કેમકે એની વસ્તી એની સાક્ષરતા કરતાં પાંચગણી ઝડપથી વધે છે. ૧૯૨૧–૧૯૩૧ના દશકામાં એની વસ્તી ૩૩,૪૯૫,૩૯૮ વધી, એની સાક્ષરતામાં ૫,૫૧૫,૨૦૫નો વધારો થયો હતો, જ્યારે એની નિરક્ષરતામાં ૨૮,૩૮૦,૦૯૩નો વધારો થયો. ટકા વાંચીને આપણે છેતરાઇ જઈએ છીએ. આંકડા એવું બતાવે છે કે હિંદુસ્તાને સાક્ષરતામાં એક ટકાના ૯⁄૧૦ની વૃદ્ધિ કરી છે; પણ આ ખાલી આભાસ જ છે. ૨૮ લાખ ઉપરાંત માણસો નિરક્ષર બની ગયાં એ સાક્ષરતાના પ્રમાણમાં ખોટ જ ગણાય. દશ વરસની અંદર હિંદુસ્તાને ત્રણ કરોડ ચાળીસ લાખ માણસોને સાક્ષર બનાવવાં જોઇશે, નહિ તો જન્મપ્રમાણ સાક્ષરતાના પ્રમાણ કરતાં વધતું જ જશે. એટલે કે જો પ્રગતિ કરવી હોય તો દર વરસે ૩½ કરોડ માણસોને સાક્ષર બનાવવાં જોઇએ. ૧૯૩૮માં એક કરોડ કરતાં પણ ઓછાં સાક્ષર બન્યાં હતાં. જો થોડીઘણી પણ પ્રગતિ કરવી હોય તો એ સાલ કરતાં ચારગણું વધારે કામ કરવું પડશે.

આ કેવું ભગીરથ કાર્ય છે એ થોડાં જ કલ્પી શકે છે. આખી દુનિયાના અભણોનો લગભગ ત્રીજો ભાગ આ દેશમાં વસે છે. ફક્ત ચીન દેશમાં જ સાક્ષરતાનો પ્રશ્ન આટલો મહાન છે. તો પણ હિંદુસ્તાનમાં સાધનસંપત્તિ એટલાં વિશાળ છે કે તેણે લેશમાત્ર નિરાશ થવાની જરૂર નથી; જો તે પોતાની સઘળી શક્તિઓ એકત્રિત કરે, ૧૯૩૮માં બિહાર પ્રાંતે જેવું કામ કર્યું તેવું ૧૦ પ્રાંતો અને દેશી સંસ્થાનો કરે, અને કેટલાંક વરસો સુધી એ જારી રાખે તો લડાઇમાં ફતેહ મળી શકે; એ ફતેહ સહેલાઈથી કે તાત્કાળિક મળશે નહિ, પણ ભારે જહેમત અને સતત પ્રયત્નો વડે, અને ખાસ કરીને એની સાધનસંપત્તિનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાથી મળશે.

એને ફતેહ મળી શકે અને નિઃસંદેહ મળશે!

ઘણા વડા પ્રધાનોએ અને વિદ્યાપીઠોના વડા અધિકારીઓએ નિરક્ષરતાનો નાશ કરવાનો હુકમ બહાર પાડેલો છે. મૈસુર વિદ્યાપીઠના વાઇસ-ચેન્સેલર નિરક્ષરતાને "પહેલા નંબરનો સાર્વજનિક શત્રુ" કહે છે. મુંબઈ ઈલાકાના વડા પ્રધાન કહે છે કે: "નિરક્ષરતાનિવારણ તે પ્રજાની પ્રગતિ માટે **અતિ અગત્યનું** છે. હાલની આપણી રાજકિય ચળવળ વખતે જે અતિ અગત્યની જરૂરિયાત છે તે એ કે આપણી રાજકિય પ્રગતિના માર્ગમાંની આ મોટી દીવાલને તોડી પાડવા પ્રજાની પ્રેરકબુદ્ધિને સચેત કરીએ."

બિહાર પ્રાંતના કેળવણીના અધ્યક્ષે નિરક્ષરતાનિવારણની ઝુંબેશનો આરંભ કરતાં કહ્યું, કે "યુગોથી તજાયેલા, કચડાતા, અને ડૂબેલા હિંદુસ્તાનના અસંખ્ય ગરીબ લોકોનો ઉદ્ધાર કરવાનું અને તેઓને ભવિષ્યની હિંદુસ્તાનની પ્રજાનું પીઠબળ બનાવવાનું ભગીરથ કાર્ય કરવા એક પ્રથમ અખતરા તરીકે અમે આ ઝુંબેશની યોજના કરી હતી. હિંદુસ્તાને આપોઆપ જ રાજકિય અને નગરવ્યવસ્થા (civil)ની ઉન્નતિ માટે પ્રજાસત્તાક રાજની નીતિ પસંદ કરી છે. પણ આ પ્રજાતંત્રનું મૂળ હિંદના સામાન્ય

લોકોમાં ન ખાયેલું હોવું જોઈએ. પ્રજાસત્તાક રાજની શુદ્ધતા જાળવી રાખવા માટે એ જરૂરનું છે કે આમવર્ગ શિક્ષિત હોય, તેમજ જે અનુસરે, માર્ગદર્શક બને, ટીકા કરે અને નવાં સાહસો પણ ખેડે, એવો હોય. આર્થિક અને સામાજિક બાબતોમાં પણ આ વાત ખરી પડે છે. યોગ્ય ખેતીવિષયક જ્ઞાન વિના આપણી ખેતી સુધરશે જ નહિ. આપણો ખેડૂતવર્ગ સાક્ષરતારૂપી સાધન પ્રાપ્ત કરીને જો ઇચ્છે તો પોતાની આર્થિક તેમ જ સામાજિક ઉન્નતિ સાધી શકે છે."

આવાં અનેક અવતરણોની નોંધ લઇ શકાય. હિંદુસ્તાનના ઘણાખરા કેળવણીકારો (કેળવણીના નિષ્ણાતો)ને ખાતરી થઈ છે કે ફક્ત બાળકોને જ શિક્ષણ આપવાથી આ પ્રશ્નનો ઉકેલ થશે નહિ. મદ્રાસ યુનિવર્સિટીના વાઇસ-ચેન્સેલર સાહેબ કહે છે, કે "ગઈ અર્ધી સદીની પ્રાથમિક શિક્ષણની પ્રગતિએ આપણને બતાવી આપ્યું છે કે નિશાળો મારફતે જ નિરક્ષરતા નાબૂદ કરી શકાશે નહિ." મદ્રાસના કેળવણીના ડાયરેકટર સાહેબ કહે છે, કે "પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવાથી પ્રશ્નનો ઉકેલ થતો નથી. ઘણી જગાઓએ જ્યાં આવા અખતરા કરવામાં આવ્યા છે ત્યાં એ સાવ નિષ્ફળ નીવડયું છે. સૌથી ઉત્તમ ક્ષેત્રોમાં પણ નિશાળનો સમય ૨·૮ વર્ષનો હતો"—બાળકો સાક્ષર રહી શકે માટે આટલો સમય ખરેખર પૂરતો નથી જ. તેઓ સાક્ષર રહે તેની ખાતરી માટે ચાર વર્ષો જરૂરનાં છે.

આ મહાન પ્રશ્નનો ઉકેલ પ્રાથમિક શાળાઓ એકલે હાથે કરી ન શકે એનાં બે કારણો છે. પ્રથમ, મોટા ભાગનાં માબાપો વાંચતાં શીખ્યાં નહિ હોવાથી એવું ધારે છે કે એમનાં બાળકોને કેળવણીની કશી જ જરૂર નથી. તેઓ પોતાનાં છોકરાંને પહેલા, બીજા કે ત્રીજા વરસે જ નિશાળમાંથી ઉઠાવી લે છે. આ છોકરાં પોતાનાં ગામોમાં પાછાં જાય છે અને થોડી વારમાં વાંચવાનું ભૂલી જાય છે.

બીજું, હિંદુસ્તાનનાં 7/8 ગામોમાં ઘણુંકરીને ચોપડીઓ, છાપાંઓ, પોસ્ટ ઑફિસો, વાંચનાલયો કે નિશાળો છે જ નહિ. ચોથા ધોરણ સુધી ભણેલા લોકો પણ કદી વાંચવાનાં સાધન નહિ મળવાથી અને કદી છાપેલું જોવા પણ નહિ પામવાથી જે થોડું-ઘણું આવડતું હતું તે પણ ભૂલી જાય. જેઓ હાઈ સ્કૂલનો અભ્યાસ પૂરો કરે છે તેઓ હંમેશને માટે એ ગામડાંઓમાંથી નીકળી જાય છે, કેમકે કેળવણીમાં એમના ખરોખરિયા હોતા નથી.

મિ. આર્થર મેહ્યુ મધ્ય પ્રાંતોના એક અમલદારના શબ્દો ટાંકતાં એમ કહે છે કે ૧૯૨૧થી ૧૯૩૧ સુધીમાં પ્રાથમિક શાળાઓનું ખર્ચ અને સાક્ષરતાના પ્રમાણનો વધારો જોતાં એવું જણાયું કે દર એક વધારાની ભણેલી વ્યક્તિ દીઠ રૂા. ૪,૦૦૦નું ખર્ચ થયું હતું. જો સઘળાં માબાપો ભણેલાં હોત તો છોકરાં કદી ફરી નિરક્ષર થાત જ નહિ. સાક્ષર માતપિતાનાં છોકરાં કદી નિરક્ષર બનતાં નથી.

એવું પુરવાર થયું છે કે યોગ્ય શિક્ષણપદ્ધતિઓ વડે પ્રૌઢ લોકોને સાક્ષર બનાવવાનું કાર્ય બાળકોને ભણાવવા કરતાં વધારે ગતિમાન, સરળ અને સસ્તું છે. પ્રો. થોર્નડાઇક કહે છે કે દશ વરસના બાળક કરતાં ૪૨ વર્ષનો માણુસ વધારે સારી રીતે ભણી શકે છે.

હિંદુસ્તાન આગળ જે રાક્ષસી કામ છે તેમાં આ આશાનું કિરણ પ્રકટાવે છે. આ આશાનું અંકુર હમણાં જ ફૂટયું છે. ૧૯૩૭થી આ કાર્યમાં હિંદુસ્તાન રસ લેતું થયું છે. જુદા જુદા પ્રાંતોમાંથી અને દેશી રાજ્યોમાંથી નિરક્ષરતા નિવારવા અનેક પ્રયત્નો થઈ રહ્યા છે અને ઝુંબેશો ચાલી રહી છે. આ બધાંનું છેવટનું પરિણામ શું આવશે એની આગાહી આટલા ટૂંક સમયમાં અપાય નહિ, તો પણ આટલું તો સાચું છે કે જો ગયાં ત્રણ ચાર વરસોથી જે ધગશ અને ઉત્સાહથી પ્રયત્નો ફેલાઇ રહ્યા છે તે ચાલુ રહેશે તો આખા ઇતિહાસમાં આપણે એક અતિ મહત્વની

(અર્થસૂચક) ક્રાન્તિ જોઈશું; અને કદાપિ, ઇતિહાસમાં તે એક અતિ મહત્વની રાજકિય ક્રાન્તિ પણ બને.

વિશ્વ ખ્રિસ્તી નામના એક છાપાના ૧૯૩૯ના જાન્યુઆરી અંકમાં કહ્યું હતું, કે "આજ હિંદુસ્તાન નવા જમાનાના ઉંબરામાં ઊભેલું છે. લાખો માણુસો યુગોની નિદ્રામાંથી જાગૃત થઈને રાષ્ટ્રિય આદર્શો સમજવા લાગ્યા છે અને ગ્રહણુ કરવા લાગ્યા છે. ભૂતકાળની જાહોજલાલી પાછી મેળવવા લોકોમાં જે ઉત્સાહ આવ્યો છે તે એમનાં સહકારી જીવનોથી સાબિત થાય છે. ખરેખર કળા ને સાહિત્યના, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનના, સંગીત અને ચિત્રકળાના, પ્રાચિનકાલિક જ્ઞાન અને વૈદકનાં ક્ષેત્રોમાં હિંદુસ્તાનના લોકોની બુદ્ધિ નવેસર પ્રગટ થતી જોઇએ છીએ. ભૌતિક અને રસાયનવિજ્ઞાનમાં, ગણિતશાસ્ત્રમાં, અને વનસ્પતિશાસ્ત્રમાં હિંદુસ્તાને હલકાપણાની વૃત્તિ ઉપર જય પામીને વૈજ્ઞાનિક વર્તુળમાં અગ્રસ્થાન લીધું છે. ટૂંકમાં કહીએ તો હિંદુસ્તાનમાં હરેક ક્ષેત્રમાં મહાન અને નવીન રાષ્ટ્રિય વિચારો દાખલ થવા લાગ્યા છે. આ પુરાતનકાળની મહાન પ્રજા આપણી સગી આંખો આગળ નવીન બનતી જાય છે. એ નિઃસંશય વાત છે કે આ મહાન દેશના એક છેડાથી બીજા છેડા સુધી બધાં જ શહેરો અને ગામો જાગૃત થયાં છે અને જિંદગીની સત્યતાઓનો વિચાર કરવા લાગ્યાં છે."

જો હિંદુસ્તાન માટે આ નવીન આશાની ઘડી હોય, તો ખાસ કરીને એ ૩૨ કરોડ ૫૦ લાખ અભણો માટે છે. આ લોકો ફક્ત નિરક્ષર જ છે એમ નથી, પરંતુ એના કરતાંય વધારે નિંદ્ય બાબત એ છે કે તેઓની અજ્ઞાનતાનો ગેરલાભ લઈ ઘણા પાષાણુ હૃદયવાળા માણુસો એમને શિકાર બનાવે છે. ઘણુંકરીને એ સઘળા લોકો એમની આખી જિંદગીભર કરજમાં જીવે છે, અને ફક્ત તેઓ જ નહિ, પણ એમના વડવાઓ, છોકરાં અને છોકરાંનાં છોકરાં એ જ સ્થિતિમાં જીવે છે. સામાન્ય રીતે

પોતાના માથે કેટલું દેવું છે એ પણ તેઓ જાણતાં નથી, તેમ જ વ્યાજ બરાબર ચઢાવવામાં આવે છે કે નહિ એથી પણ તેઓ અજ્ઞાન જ હોય છે. શાહુકારો પોતાના ભક્ષને મારી નાખ્યા વગર લેવાય તેટલું વ્યાજ લે છે. પોતાનો ભક્ષ જીવતો રહીને જયારે આટલો બધો લાભ આપે છે તો તેને મારી નાખવો એ કેટલી મૂર્ખાઇ! નિરક્ષર માણુસોને કદી ચરબી ચઢતી જ નથી; શાહુકારો એની ખાસ તપાસ રાખે છે! એક કે બીજા રૂપમાં પણ આ જ દુ:ખ નિરક્ષરો ઉપર દુનિયાભરમાં છે. જિંદગી માટે પસંદ કરેલા કોઈ આગેવાન (નાયક)ના તાબે રહ્યા સિવાય સ્વતંત્રપણે જીવી શકાય એવુ એમને પૂરતું જ્ઞાન નથી. તેઓ ભૂખ્યા, હાંકી કઢાયેલા, રોગિષ્ટ, આ દુનિયામાં અપરિચિત બાબતોથી, અને આવતી દુનિયામાં ભૂતોથી ડરનારા છે.

આ નિરક્ષર માણસોનો કદી કયાંયે પ્રતિનિધિ હતો નહિ. તેઓએ કદી પોતાનો મત જાહેર કર્યો નથી. તેઓ મૂગાં ભક્ષ છે. દુનિયાના સ્મરણની બહાર છે. ઇતિહાસના આરંભથી, હા, તે પૂર્વેથી તેઓ વણબોલ્યા તાબેદારી ભોગવતા આવ્યા છે. જયાં સુધી વેદનાની બૂમ આપણે કાને પડતી નથી ત્યાંસુધી આપણે દુ:ખ કે કષ્ટ પામી શકતાં નથી એ મનુષ્યની નબળાઇ કહેવાય, અને આ નિરક્ષર જનતા એમની બૂમો બાકીના લોકોના કાન સુધી મોકલી શકયા નથી. હવે, વાંચવાની શક્તિ મેળવ્યાથી અને મતાધિકાર મળ્યાથી "યુગોની શાંતિ પછી" તેઓનો અવાજ સંભળાશે.

હિંદુસ્તાનના ઇતિહાસમાં એ લોકો માટે આજની ઘડી સ્ફુર્ણા આપનાર ઘડી છે. નેશનલ ક્રિશ્ચિયન કૉન્સિલનું માસિક નીચેના વાકયમાં જરાય અતિશયોક્તિ વાપરતું નથી: "જે લાખો પુખ્ત વયનાં નિરક્ષરો આજ સુધી બેદરકાર રહેતાં હતાં તેઓ હવે વધારે સારી રોજી મેળવી શકે અને મતાધિકાર માટે પોતાને લાયક બનાવી શકે માટે શિક્ષણની માગણી કરે છે." એ બે

આકાંક્ષાઓ આજે હિંદમાં મુખ્ય છે: તંગીની બેડીઓમાંથી મુક્તિ મેળવવી, અને નવીન હિંદ ઘડવામાં ભાગ લેવો.

બિહારની ગયા જેલમાં જેઓની આંખો સાજી ને મનશક્તિ ઠીક હતી તેઓમાંના એકેએક કેદીને એ વરસ દરમિયાન ભણાવવામાં આવ્યો હતો, એના આનંદમાં એક ઉત્સવ રાખવામાં આવ્યો હતો. એ કેદીઓમાંના એક કેદીએ પોતાનો આનંદ હિંદી ભાષામાં કાવ્ય રચીને ગાઇને પ્રદર્શિત કર્યો હતો:—

"અમારા આત્માઓની વસંતઋતુ આવી છે. દેવના નામમાં હવે કોઇ નવી જ મીઠાશ અમે અનુભવીએ છીએ. મારા હૃદયની ઉધાન નવી જ સુંદરતાથી શોભી રહી છે. કેદખાનામાં દેવે જે કૃપા અમારા ઉપર કરી તે માટે અમે તેનો આભાર માનીએ છીએ. નિરાશા અને કષ્ટના ઉદ્‌ગારોનો અંત આવ્યો છે અને હવે અમારા હોઠો નવું જ ગીત ગાઈ રહ્યા છે.

આ જેલમાં અમે આવ્યા તે પહેલાં લાંબા વખતથી અમે મનની જેલમાં હતા. આજે અમારાં હૃદયોમાં નવી જ ઇચ્છા જન્મી છે. હિંદુસ્તાન અજ્ઞાનતારૂપી કેદખાનામાં જીવે છે, પણ હવે અમને વધામણી મળી છે કે તેના ઉદ્ધારનો દિવસ ઊગવા આવ્યો છે. મધરાતરૂપી અજ્ઞાનતામાં હવે પછી અમે રહેનાર જ નથી. હું કોણ કે માની ન શકાય એવી જે નવીન અભિલાષાઓ મારા આત્માને ભરી દે છે તેનું સ્વપ્ન પણ સેવું!"

## પ્રકરણ ૨જું

# હિંદુસ્તાનમાં પ્રૌઢશિક્ષણ

### ૧. સંક્ષિપ્ત ઈતિહાસ

આ સદી સુધી હિંદુસ્તાનમાં મોટી વયનાં સ્ત્રીપુરુષોને અક્ષરજ્ઞાન આપવા તરફ બહુ ધ્યાન અપાયું નહોતું. ત્રાવણકોર અને વડોદરા રાજ્યોમાં ઇ. સ. ૧૮૯૪માં ગામોમાં અને શહેરોમાં

પુસ્તકાલયો સ્થાપવામાં આવ્યાં હતાં, પરંતુ એથી જે માણસોને વાંચતાં આવડતું હતું તેઓનેજ લાભ મળ્યો, અને નિરક્ષરોને એથી કશી જ સીધી મદદ મળી નહિ.

આ સદીમાં હિંદના જુદા જુદા ભાગોમાં નિરક્ષરોને અક્ષર-જ્ઞાન આપવાનું કાર્ય ઓછાવત્તા પ્રમાણમાં ચાલે છે. આ દિશામાં કામ કરનાર પ્રથમ ઉત્સાહી પુરુષ મદ્રાસ ઇલાકામાં તાંજોરના મિ. એસ. જી. દાનીએલ હતા. એ કેળવણી ખાતામાં ઇન્સ્પેકટર હતા અને તામિલ ભાષામાં નાનાં છોકરાં માટે પાઠયપુસ્તકો લખતા, અને લખ્યા પછી બાળકો ઉપર અને પુખ્ત વયસ્થો ઉપર એનો અખતરો કરી જોતા. એમની ઇચ્છા એવી પદ્ધતિ યોજવાની હતી કે જે બધી જ વયના વિદ્યાર્થીઓને માફક આવે. સરકારી નોકરીમાંથી નિવૃત થયા પછી તેઓએ દરરોજ ૯ : ૩૦થી ૧૨ બાળકો ઉપર, ૨થી ૪ : ૩૦ સ્ત્રીઓ ઉપર અને ૭થી ૯ પુરુષો ઉપર પોતાના પાઠોનો અખતરો કરવાનું ચાલુ રાખ્યું.

આ દાનીએલકૃત પહેલી વાચનપોથીની ૪૦ કરતાં વધારે આવૃત્તિઓ છપાઈ ગઈ છે. આ ઉપરથી જોઇ શકાશે કે પ્રાથમિક શાળાઓમાં એ કેવું અગત્યનું સ્થાન ધરાવે છે. પ્રૌઢોને માટે પણ એનો બહોળો ઉપયોગ થાય છે. એમની બીજી વાચનપોથીની ૨૦ આવૃત્તિઓ અને પાંચમી વાચનપોથીની ૧૨ આવૃત્તિઓ છપાઈ ગઇ છે.

તામિલ ભાષામાં દેવસહાયમ નામની એક અનુભવી શિક્ષિકા સાક્ષરતાના ક્ષેત્રમાં કામ કરી રહી છે. આ બાઈ સરકારી નોકરીમાં હતી, અને નિવૃત થયા પછી એનો બધો વખત એની શિક્ષણપદ્ધતિ દાખલ કરવામાં ગાળે છે.

પ્રોફેસર એસ. આર. ભગવત કેટલાંક વરસોથી મરાઠા નિરક્ષરોમાં કામ કરે છે. તેઓ પૂના શહેરના વડા અધિકારી છે. તેઓ પોતાના સુધારણાખાતાના કામને અંગે કેટલાંક વર્ષોથી મરાઠા નિરક્ષરોમાં કામ કરે છે.

સાક્ષરતા સંબંધીનો બીજો નામાંકિત પ્રયોગ ભાવનગરમાંથી કરવામાં આવ્યો. ત્યાંથી તે ત્રણ ભાષામાં પ્રસરી ગયો: ૧. તેને માટે ગુજરાતી પાઠયપુસ્તકો શ્રી. ગીજુભાઇ બધેકાએ રચ્યાં હતાં, ૨. મરાઠી પુસ્તકો મિસ ડોંગરેના હાથથી તૈયાર થયાં, અને ૩. ઉર્દુ ભાષામાં મડમ ખાદજા શફ્ફી તૈયબજીએ ચોપડી રચી હતી. મુંબઇ શહેરના સાક્ષરતા મંડળે કેટલાંક વરસથી દર સાલે પુરુષો અને સ્ત્રીઓના ત્રીસેક વર્ગ ચલાવ્યા છે.

૧૯૩૦ પહેલાં જો કોઈ સ્થળે પ્રૌઢશિક્ષણની ઝુંબેશ જોસથી થઈ હોય તો તે પંજાબમાં ૧૯૨૧માં શરૂ થઇ હતી. એની શરૂઆત સરકારે કરી હતી, પરંતુ જાહેર જનતાએ તેમ જ ખાનગી કેળવણીની સંસ્થાઓએ એમાં સહકાર આપ્યો હતો. ૧૯૨૨માં ૧૭,૭૭૬ વિદ્યાર્થીઓ હતા; પાંચ વરસમાં તે વધીને ૯૮,૯૧૪ થયા, અને પછી એ ઘટીને ૧૯૩૭માં ૫,૦૦૦ થયા. આ પુસ્તકમાં આપવામાં આવેલી શિક્ષણપદ્ધતિ પ્રમાણે કામ શરૂ કર્યા પછી ૧૯૩૮માં ૪૨,૦૦૦ વિદ્યાર્થીઓ હતા.

ખ્રિસ્તી મિશનેરીઓએ પણ સાહિત્યમાં અને સાક્ષરતાના કાર્યમાં ફાળો આપેલો છે. અલ્લાહાબાદના સંત પુરુષ ડૉ. જે. જે. લ્યુકસે પોતાનાં ૬૮ વરસની સેવામાં ઘણાં રોમન–ઉર્દુ પુસ્તકો લખ્યાં, કેમકે તેઓ હિંદુસ્તાનની બધી જ ભાષાઓ માટે રોમન મૂળાક્ષરો વાપરવા ઇચ્છતા હતા. મેનપુરીના ડૉ. જે. એચ. લૉરેન્સે નાગરી લિપિમાં હિંદી ભાષાની એક નિશાળ શરૂ કરી હતી, અને એક જ પાઠય પુસ્તિકા છોકરાં તેમ જ પ્રૌઢો માટે વાપરી હતી અને ઘણું ઉત્તેજનદાયક ફળ મેળવ્યું હતું. વધારાના વાચન માટે તેમનાં પુસ્તકો ઉત્તમ છે, ને સંયુક્ત પ્રાંતોની સરકાર તેમજ મિશન શાળાઓ તેને વાપરે છે.

બંગાલની અંદર ઘણાં વરસથી વિદ્યાર્થીમંડળો ગામડાંઓ-માં પ્રૌઢ શિક્ષણનું કામ ચલાવે છે. ૧૯૨૯થી સીરામ્પુર કૉલેજમાં

"સ્ટુડન્ટ વોકેશનલ સર્વિસ" સ્થાપવામાં આવી અને તે વખતથી તેમાંના ઘણા વિદ્યાર્થીઓએ પોતાની લાંબી રજાઓમાં ગામડાંમાં જઈને ત્યાં રજા દરમિયાન ચાલતી નિશાળો ઉઘાડી છે.

૧૯૩૯ પહેલાં જો કોઈ ચમત્કારી સાક્ષરતાની ઝુંબેશ શરૂ થઈ હોય તો તે બિહાર પ્રાંતમાં છે. ફળદ્રુપ ભોંયમાં બી કેવી રીતે પડે તેનો આ એક ઉત્તમ દાખલો છે. પટનામાં મિ. બી. બી. મુકરજી નામના એક શખ્સની પત્નીએ શિક્ષણની નવીન પદ્ધતિ કેવું અજાયબ કામ કરે છે તે એક સ્થળે જોયું. તેમણે પાછાં આવીને પોતાના પતિને વાત કરી, અને એ બન્ને કેળવણીના વડા અધિકારી પાસે ગયાં. તેઓએ ભેગાં થઈને ૧૯૩૮ના ફેબ્રુઆરીમાં ઝુંબેશનો આરંભ કર્યો. વર્ષ પૂરું થતાં સુધીમાં તો ત્રણ લાખ અભણોને ભણાવવામાં આવ્યાં, અને આજ પણ તેઓ એ જ ધગશથી કામ કરે છે. આ ઝુંબેશમાં ગયા જેલમાં અદ્‌ભુત કામ થયું હતું. ત્યાં કેદીઓએ તેમના અભણ સાથીઓને ભણાવ્યા હતા, ને જેઓની આંખો ને મનશક્તિ સારી હતી તેઓ બધાં ભણ્યાં. સમાજ ઉપર સાક્ષરતાની અસરનો સારો દાખલો આ જ જેલના કામના પરિણામમાં દેખાઈ આવે છે. જેલના ઉપરી અધિકારી કર્નલ જે. ચંદ્રાના બુદ્ધિપ્રભાવથી એ બની શક્યું ખરું. પ્રૌઢોના સાક્ષરતાવર્ગમાં નવો ભાવ જોઇને તેમણે જાહેર કર્યું કે તેઓ પોતપોતાનામાંથી ૩૬ માણસોને પંચાયત કે કોંગ્રેસ માટે પસંદ કરે. હવે કેદીઓ પોતે તે કેદખાના—આશ્રમ—પાઠશાળા—પ્રજાસત્તાકરાજ્યને પાંચ ખાતાંની મારફતે ચલાવે છે.

જો બીહાર ને ગયા જેલમાં ૧૯૩૮માં ચમત્કારો બન્યા, તો ૧૯૩૯માં આખું હિંદ ચમત્કાર બન્યું. ૧૯૩૯ના મેની પહેલી તારીખ સુધી સાક્ષરતાની ઝુંબેશો બહુ વધી ગઇ હતી. બે પ્રાંત, ત્રણ પ્રેસિડેન્સી, સાત દેશી રાજ્ય, ને હિંદનાં સૌથી મોટાં શહેરોમાં ઝુંબેશો શરૂ થઈ હતી.

 

આ વખત અહીંતહીં આવી ઝુંબેશો શરૂ થવાનું ખાસ કારણ એ હતું કે મહાત્મા ગાંધીની આગેવાની સાથે કોંગ્રેસની સરકાર કેટલાક પ્રાંતોમાં દાખલ થઇ. ૧૯૩૮માં કોંગ્રેસના આગેવાનોને સ્પષ્ટ થવા લાગ્યું કે જ્યાં સુધી માત્ર સોમાંથી આઠ જ નાગરીકો ભણેલા હોય ત્યાં સુધી ખરી પ્રજાસત્તાક સરકાર હિંદમાં થઈ શકવાની નથી. જે પ્રાંતોમાં કોંગ્રેસની સત્તા ચાલતી હતી તેના પ્રધાનોએ, અને ઘણાં દેશી રાજ્યોના દિવાનોએ પોતાના કેળવણી ખાતાના વિદ્યાધિકારીઓને સાક્ષરતાની ઝુંબેશો શરૂ કરવાના હુકમો આપ્યા.

જાન્યુઆરી ૧૫, ૧૯૩૮માં સંયુક્ત પ્રાંતમાં સરકાર તરફથી સાક્ષરતાની ઝુંબેશ શરૂ થઇ. માનવંત મડમ વિજયાલક્ષ્મી પંડિતે કહ્યું. કે "હું દરેક ભણેલાં સ્ત્રી કે પુરુષને આજીજી કરું છું કે તેઓ દરેક ઓછામાંઓછા એક અભણને ભણાવવાનું વચન આપે." ગવરનર સાહેબ, સંયુક્ત પ્રાંતના ધારાસભાના પ્રમુખ ને બીજા આગળ પડતા આગેવાનો, એ બધાએ નમૂનો આપીને દરેકે પ્રતિજ્ઞા પર સહી કરી કે એક વરસ દરમિયાન હું એક અભણને ભણાવીશ, નહિ તો રૂ. ૨-૦-૦ આપીશ. એ ઉપરાંત પાંચ લાખ માણસોએ એ જ પ્રતિજ્ઞા પણ લીધી. ઝુંબેશ શરૂ કરવાને દિવસે લખનૌનો મુખ્ય રસ્તો રસીથી બંધ કરીને હજારો માણસોને ત્યાં જ શીખવવામાં આવ્યું.

ઔંધ સ્ટેટમાં તેજ મહિનામાં તથા ઇન્દોરમાં માર્ચ મહિનામાં ઝુંબેશો શરૂ થઈ. એપ્રિલની ૧લી તારીખથી મેની ૧લી તારીખ સુધી વડોદરા, પંજાબ, ઓરિસ્સા, આસામ, માઇસોર મુંબઈ, મુંબઇ શહેર, બંગાલ, કાશ્મીર અને સાંગલી એ બધામાં સાક્ષરતાનું કામ શરૂ થયું.

એ પ્રમાણે જાણે એક રાતમાં દુનિયાના ઇતિહાસમાંના કેળવણી સંબંધીના મહાનમાં મહાન પ્રયત્ન, એટલે ચોત્રીસ સો લાખ નિરક્ષરોને—દુનિયામાંના નિરક્ષરોના એક તૃત્યાંશ ભાગને—ભણાવવાનો પ્રયત્ન શરૂ કરવામાં આવ્યો.

કેળવણીખાતાંઓના પ્રધાનો તથા સામાજિક કેળવણીના અધિકારીઓની આગળ અગાઉના કરતાં સોગણી અઘરી બાબતો આવી ઊભી રહી. જે કેળવણી તેઓ અગાઉ ચલાવતા હતા તે વસ્તીના બે ટકાના માણસો સાથે સંબંધ રાખતી. એકાએક ઘણી વધતી સંખ્યાના બાળકો, યુવકો ને યુવતીઓ માટે વધારે નિશાળોની જરૂર પડી એટલું જ નહિ પણ પુખ્ત ઉંમરના થોડા ભણેલા માણસો તેમજ અસંખ્ય સ્ત્રીપુરુષો જે નિશાળનો લાભ કદી લઈ શકયાં ન હતાં તેઓને ભણાવવાની વ્યવસ્થા કરવાની જરૂર પડી. તેઓને હિંદના પુરુષોની વસ્તીના ૮૬ ટકા તથા સ્ત્રીઓની વસ્તીના ૯૭ ટકાના જનોને ભણાવવાનું કામ આગળ આવીને ઊભું રહ્યું.

## ૨. નિરક્ષરોને માટે પાઠ ને પ્રાથમિક પાઠોના પ્રકાર

હિંદુસ્તાનમાં બાળકોને શીખવવાની ત્રણ એકબીજાથી તદ્દન જુદી જ પદ્ધતિઓ વાપરવામાં આવે છે.

### अ. મૂળાક્ષર પદ્ધતિ

પહેલી અને જૂની જે રીત વિષે આપણે જોઇશું તે અક્ષરો શીખ્યા બાદ શબ્દો ઉપર જાય છે. ક, ખ, ગ, અક્ષરો શીખીને વાંચતાંલખતાં શીખવાની રીત હવે અદશ્ય થઈ છે, તો પણ એ રીતમાં થોડોઘણો ફેરફાર કરીને શીખવવામાં આવે છે અને કેટલેક ઠેકાણે પરિણામ પણ ઠીક આવે છે.

### ब. વાર્તાવાચનપદ્ધતિ

પહેલા પાઠ માટે એક નાની વાર્તા યોજી કાઢવામાં આવે છે. એમાં બહુ જ થોડા શબ્દો હોય છે અને વારંવાર એ વાર્તા બોલાવીને અને શબ્દો બતાવીને ઓળખાવવામાં આવે છે. બીજા પાઠમાં એ જ શબ્દો અને થોડા નવા શબ્દો વાપરવામાં આવે છે. ત્રીજા પાઠમાં આગળના બે પાઠોના શબ્દો વાપરવામાં આવે છે, અને આશરે દર પંદર પરિચિત શબ્દે એક નવો શબ્દ દાખલ

કરવામાં આવે છે. આમાં શીખવાનો જે ક્રમ છે તે આ:—પહેલાં વાક્યો અને શબ્દો, પછી અક્ષરો.

કોઈ ધર્મના સભાસદોએ જો પોતાના ધર્મપુસ્તકમાંના ફકરા મોઢે કર્યા હશે તો તેઓને માટે વાર્તાવાચનપદ્ધતિ વિશેષ સારી છે.

અમે એવા હિંદી ખ્રિસ્તીઓ જોયા છે કે જેઓને પ્રભુની પ્રાર્થના, ગીતશાસ્ત્રનાં ગીતો તથા ધર્મગીતો એટલાં બધાં પ્રિય લાગે છે કે તેઓ એ ફકરો હજારો વખત ફરીને બોલવામાં મઝા પામે છે. એવા માણસોને એવા પ્રિય ફકરાથી વાંચતાં શીખવવાની પદ્ધતિ ઉત્તમ છે. તેમ જ ધર્મના ઘણા આગેવાનો એવા છે કે જે સાધન વાપરવામાં આવે છે તેમાં જો તેઓનો પોતાનો ભક્તિભાવ દર્શાવેલો હોય તો જ નિરક્ષરોને શીખવવામાં ઉત્સાહી બને છે.

મોગાની ટ્રેનિંગ શાળા અતિ વિખ્યાત અને હિંદની બીજી શાળાઓમાં લાગવગ ધરાવનાર શાળા છે. એ શાળામાં સુધારેલી અક્ષર–વાક્ય–વાર્તાપદ્ધતિ વાપરવામાં આવે છે. એ પદ્ધતિ ઘણી જ અસરકારક નીવડી છે.

### क. ચાવી-શબ્દપદ્ધતિ

માઇનપુરીના રેવ. જે. એચ. લોરેન્સે (ડી. ડી.) હિંદી ભાષામાં ચાવી-શબ્દની પદ્ધતિ સાચવીને એક પ્રથમપોથી તૈયાર કરી હતી. તેમાં કહેલું કે "પહેલાં અર્થસહિત શબ્દ શીખવવામાં આવે છે. ચોપડી અક્ષરથી નહિ પણ શબ્દના ભાગથી (વ્યંજન સાથે સ્વરો જોડીને) શીખવવાની છે." તેમાં શબ્દથી વાક્ય બનાવેલાં છે, ને વાક્યોથી વાર્તા બનાવાય છે. તે મોટા અક્ષરથી છાપેલી છે. ૧૯૧૫ની સાલથી એ ચોપડીઓ બાળકો તેમજ મોટાંઓ માટે વપરાય છે, પણ બાળકો, સ્ત્રીઓ, ને પુરુષો જુદા વર્ગોમાં બેસે છે. આ ચોપડીઓને ઘણું માન મળ્યું છે.

ગુજરાતી ભાષામાં મિ. ગીજુભાઇ બધેકાની પદ્ધતિ આ પ્રકારની છે. જોકે મૂળાક્ષરો મોટા કદમાં પ્રથમ આપવામાં આવે છે, તો પણ ખરી રીતે તે "ચાવી-શબ્દપદ્ધતિ" છે.

પ્રોફેસર એસ. જી. ડાનીએલની તામિલ ભાષામાં વપરાતી વાચનપોથીઓ બહુ જ સાધારણ પ્રકારની ચાવી-શબ્દપદ્ધતિ ઉપર રચાયેલી છે. પાના ઉપર પ્રથમ ચિત્ર આપવામાં આવે છે, એની નીચે ચાવી-શબ્દ, અને એની નીચે શબ્દો અને વાકયો. જે શબ્દો આપેલા હોય છે એ ચાવી-શબ્દના અક્ષરોની જુદી જુદી ગોઠવણીથી બનેલા હોય છે, અને એમ જ વાકયો પણ.

મિ. ડાનીએલને એ અનુભવ થયો છે કે મૂળાક્ષરો શીખવા અને પછી વાંચતાંલખતાં શીખવું એ કામ છોકરાંને તેમ જ પ્રૌઢોને બહુ જ કંટાળાજનક લાગે છે.

હવે આ ઉપર આપેલી ત્રણ પદ્ધતિઓમાંથી કયી પદ્ધતિ સૌથી સારી છે—અને ખાસ કરીને પ્રૌઢોને શીખવવા માટે? ૧૯૩૫થી આ પ્રશ્નનો જવાબ મેળવવા હિંદભરમાં અખતરા થઈ રહ્યા છે.

### ૩. સૌથી ઉત્તમ પદ્ધતિની શોધમાં

ઘણા અમને પૂછે છે કે તમારી પોતાની શિક્ષણપદ્ધતિ કઇ છે? આનો જવાબ અમે એ આપીએ છીએ કે અમે હજી છેલ્લી પદ્ધતિ શોધી કાઢી નથી. અમે કોઇ પણ એક રીતને વળગી રહેતા નથી. નવા નવા પ્રયોગો ને અખતરા કરીએ છીએ, અને જે રીતો અમને ઠીક લાગે છે એને સ્વીકારીએ છીએ, સર્વોત્તમ પસંદ કરીએ છીએ, વાપરીએ છીએ અને બીજી સારી નવી રીત મળી આવતાં જ એને કાઢી નાખીએ છીએ. કેટલાક એવું કહે છે કે ઘણી રીતો બહુ જ સારી છે પણ શીખવાનું મન હોવું જોઈએ. પણ આ કંઇ પૂરેપૂરી સાચી વાત નથી. સહેલા પાઠો ને રસિક વાચનથી ભરેલા પાઠો જોઇને જ શીખવાની ઇચ્છા થઇ આવે, જયારે કઠિન અને અર્થહીન વાચનવાળા પાઠો હિંમતવાન હૃદયને પણ નિરાશ કરી દે.

આપણી પદ્ધતિ પસંદ કરતાં જૂના વિચારોની ઘરેડમાં આપણે ન ચાલીએ એની સંભાળ રાખવાની છે. વળી બાળકોને ભણાવવાના વિષયમાં પરદેશી નિષ્ણાતો શું કહે છે તે અંધ બનીને આપણે કરવું નહિ, કેમકે તેઓ તદ્દન જુદી જ ભાષામાં અને જુદા જ વાતાવરણ ને પરિસ્થિતિમાં કામ કરે છે. એમના તરફથી આપણને ઉમદા સૂચનાઓ મળે એ ઠીક છે, પણ વિચાર કે અખતરા કરવાથી આપણને અળગા રાખી શકે નહિ. છેલ્લે તર્કશાસ્ત્ર કે વિવાદથી કોઈ પ્રશ્નનો નિર્ણય ન લાવીએ. ફક્ત પ્રયોગ—અખતરો જ વિશ્વાસપાત્ર છે. "નિરક્ષર સિવાય અન્ય કોઈ જાણતું નથી કે કઇ રીત સરળ છે."

૧૯૩૭ના ફેબ્રુઆરીમાં નાગપુરમાં મળેલી પરિષદે આ વિષે યોગ્ય ઉલ્લેખ કર્યો છે :—

"આ પરિષદ એ વાત ઉપર ભાર મૂકે છે કે પ્રૌઢ શિક્ષણનો જે પ્રશ્ન છે તેનું નિરાકરણ કોઈ સિદ્ધાંત કે વિવાદથી આવશે નહિ, ફક્ત અખતરા કે પ્રયોગથી જ આવશે. કોઇ પણ પદ્ધતિનો ખરો ન્યાય કરનાર નિરક્ષર પ્રૌઢ પોતે જ છે. તેથી અમે એવી ભલામણ કરીએ છીએ કે બધી જ ભાષાઓમાં જુદી જુદી આશાવાન પદ્ધતિઓ ઉપર સંભાળપૂર્વક અને પૂરો પ્રયોગ કરવામાં આવે, અને પ્રૌઢ ઉપર એની જે અસર થાય તે ઉપરથી સાધનો અને પદ્ધતિઓનું પુનરાવર્તન કરવામાં આવે. જુદા જુદા જૂથ ઉપર જુદી જુદી પદ્ધતિઓના અખતરા કરીને ખરી ને સાચી હકીકત મેળવવા અમે ભલામણ કરીએ છીએ."

પ્રથમ અમારે અમારો **આદર્શ પાઠનો ગંજ** કેવો હોવો જોઇએ તે સ્પષ્ટ રીતે બતાવવું જોઇએ, એ માટે કે તેથી હરેક પદ્ધતિ અને પાઠોની રચનાઓ એની સાથે સરખાવી શકાય.

**૧. શીખી શકાય એવા**

પાઠો ચિત્ત પરોવાઈ જાય એવા { રસિક / સહેલા અને / સરળ } હોવા જોઇએ.

## ૨. શીખવી શકાય એવા

| | | |
|---|---|---|
| પાઠો | કોઇ પણ શીખવી શકે,<br>શીખ્યા કે તરતજ શીખવી શકાય,<br>કંઈક અંશે શિક્ષકની હાજરી વિના વિદ્યાર્થી પોતે શીખી શકે | એવા હોવા જોઇએ. |

અમે જે પ્રયોગો કર્યાં છે તે ઉપરથી એટલું સાબિત થયું છે કે, (૧) પ્રૌઢોને શીખવવા માટે પ્રથમથી જ અક્ષરની જરૂર છે, અને (૨) અર્થસૂચક શબ્દ સાથે સંબંધ ન રાખનાર છૂટા પડેલા અર્થવિનાના અક્ષરો શીખવાને માટે કઠણ અને યાદ રાખવાને માટે મુશ્કેલ છે.

### અ. ફિલિપ્પાઈન પદ્ધતિ

૧૯૩૦માં અમે દક્ષિણ ફિલિપ્પાઇન ટાપુઓના મોરો નામના લોકોને વાર્તાપદ્ધતિએ શીખવવાની કોશિશ કરી. પણ તેઓ છોકરાં જેટલી ઝડપથી શીખતાં તેટલી ઝડપથી શીખતા નહિ. એમને માટે યાદ રાખવાનો બોજો બહુ ભારે હતો.

મરાનૉ ભાષામાં ફક્ત બાર વ્યંજનો અને ચાર સ્વર છે, અને બારાખડીના ઉડતાળીસ અક્ષરો છે. ત્રણ એવા શબ્દો અમે શોધી કાઢયા કે જેમાં આ બારે વ્યંજનો આવી જાય છે. આ ત્રણ શબ્દો "માલાબાંગા" (ગામ), "કારાતાસા" (કાગળ) અને "પાગાનાદ્દા" (ભણુવા) હતા. આ ચાવી-શબ્દોમાંથી અમે ભાગ પાડીને બીજા બબ્બે અક્ષરવાળા શબ્દો બનાવ્યા; જેવા કે, મામા, આમા, માલા, લામા, આલા, લાલા, બાલા, બાબા, બાંજા, વગેરે. આ બધા તે ભાષામાં અર્થસહિત શબ્દો છે.

પછી એ જ વ્યંજન લઇને અમે તેની સાથે "ઇ" સ્વર જોડયો, અને બીજા જાણીતા શબ્દ બનાવ્યા; જેવાકે, મીમી, આમી, લીલી, આલી, બીબી, બાંગી, વગેરે.

આ પ્રમાણે ચારે સ્વરો વ્યંજનને લગાડીને શબ્દો બનાવ્યા. તે વખતે જગા ઓછી રોકવા માટે અમે ચિત્ર વાપર્યાં નહિ. આખો પટ એક જ પાના પર સમાયો.

પ્રૌઢ માણસો તેને એટલી સહેલાઇથી ને ઉતાવળથી શીખી શકયાં કે થોડા જ દિવસોમાં તેઓને વાંચતાંલખતાં આવડયું. કેટલાંક તો થોડા કલાકમાં શીખી શકયાં.

છોકરાં આ પદ્ધતિથી શીખી શકયાં નહિ. અક્ષરો અને સ્વરોની ગોઠવણીથી યોજેલા નવા શબ્દોનો ઉચ્ચાર કરવા જેટલી વિચારશક્તિ તેઓમાં નહોતી, જ્યારે પ્રૌઢો યાદશક્તિ ઉપર નહિ પણ વિચારશક્તિ ઉપર આધાર રાખવાનું **પસંદ કરતા.** વીસ વરસથી ઉપરની વયનાં માણસો **એક દિવસના પ્રયત્ન પછી જ ધીમે ધીમે પોતાની ભાષાનો કોઇ પણ સાદો શબ્દ વાંચી શકતાં હતાં.** અમે નવેસર જ એ વાત બતાવી આપી કે પુખ્ત વયનાં-ઓની અને બાળકોની શક્તિઓમાં તફાવત છે. પ્રાથમિક શાળાઓમાં વાર્તાપદ્ધતિ જ વપરાવા લાગી, જ્યારે પ્રૌઢો માટે આ ત્રણ શબ્દો ઉપર યોજેલી પદ્ધતિ વપરાવા લાગી.

આ પદ્ધતિ ફિલિપ્પાઇન બેટની બધી ભાષાઓને લાગુ પડતી હતી. તેમ જ મલાયા, માઇક્રોનેસિયા, પોલીનેસિયા, આફ્રિકા તથા દક્ષિણ યુરોપ એ બધા દેશની ભાષાઓને લાગુ પડી.

૧૯૩૫ની સાલમાં અમે હિંદની પહેલી મુલાકાત લીધી ત્યારે અમે મરાઠી, હિંદી, તામિલ અને તેલુગુ એ ચાર ભાષાઓના ચાવી-શબ્દરૂપી પાઠ બનાવ્યા હતા. પણ આ પાઠો જેમ જોઇએ તેમ સફળતા પામ્યા નહિ.

આ નિષ્ફળતા મળવાનાં બે કારણો હતાં. પહેલું, જ્યારે ફિલિપ્પાઇન ભાષાઓમાં બાર વ્યંજન અને ચાર સ્વર છે ત્યારે હિંદુસ્તાનની ભાષાઓમાં (ઉર્દૂ સિવાય) દશથી બાર સ્વર અને ચાળીસ વ્યંજનો છે. વળી ૫૦થી લગભગ ૪૦૦ અપવાદરૂપ અક્ષરોનાં જોડકાં યાદ રાખવાનાં હોય છે. બીજું, હિંદની લિખિત

સાહિત્યની ભાષા અને બોલાતી સામાન્ય ભાષામાં મોટો તફાવત છે. જો સાહિત્યમાં વપરાતો પણ બોલવાની ભાષામાં ન વપરાતો હોય એવો કોઇ શબ્દ અમે વાપરીએ તો નિરક્ષરો એ ઓળખી શકે નહિ. અને જો બોલાતો શબ્દ, પણ સાહિત્યમાં ન વપરાતો શબ્દ વાપરીએ તો પંડિતો વિરોધ દર્શાવતા.

પણ આ પાઠ ફોકટ થવાથી અમે નાસીપાસ કે નિરાશ બન્યા નહિ. અમે નવી જ દિશાઓમાં પ્રયોગો શરૂ કર્યા.

## ૨. ચાવી–શબ્દો અને ચિત્રો

૧૯૩૬-૩૭ની અમારી હિંદની બીજી મુસાફરીમાં પહેલા થોડા મહિનાઓ નિપુણ સમિતિઓની મારફતે “ચાવી–શબ્દો” સામે ચિત્રોનો ઉપયોગ કરીને પાઠો રચ્યા. એ એવી રીતે રચવામાં આવ્યા હતા કે બધા એક મહિનામાં પૂરા થાય અને એમાંનું વાચન પ્રાઢોને માફક આવે એવું જ હતું. મિસ ગ્રેસ ચેપમનની લાગવગથી અને બીજા વાર્તાપદ્ધતિ પ્રેમીઓના આગ્રહને લીધે હિંદી અને મરાઠી વાચનમાળાઓમાં વાર્તા દાખલ કરી, અને પાનાની ડાબી બાજુએ વાર્તા અને જમણી બાજુએ સ્વનિસ્વર (Phonetics)ની પુનરુક્તિ મૂકી. હિંદીમાં આ વાચનમાળાઓ ઘણી વખણાવા લાગી. વાર્તા ઉત્તમ રીતે યોજવામાં આવી હતી અને બહુ જ થોડા શબ્દો વાપરવામાં આવ્યા હતા. મરાઠી પાઠોમાં વખતના અભાવે એટલી સારી વાર્તાઓ રચી શકયા નહોતા અને તેથી એનો સત્કાર જેમ જોઇએ તેમ થયો નહોતો. ફરીથી જે પાઠો રચ્યા તેમાં વાર્તાઓ વાપરી નથી.

૧૯૩૫–૩૮માં જુદી જુદી ૧૮ ભાષાઓમાં આ “ચાવી-શબ્દો ચિત્રો” પદ્ધતિના પાઠો રચવામાં આવ્યા. પાનાના મથાળે કે બાજુએ ચિત્ર આપવામાં આવે છે. પછી એ ચિત્રનું નામ લખવામાં આવે છે. પછી એ શબ્દના અક્ષરો લઇને નવી નવી ગોઠવણી કરીને જુદા જુદા શબ્દો રચી વાક્યો બનાવવામાં આવે છે.

## ૩. ચિત્ર–શબ્દ—અક્ષરપદ્ધતિ

ઉપરોક્ત પાઠોમાં અમારા બે ઉદ્દેશોમાંથી એક પૂરેપૂરો જળવાયો છે, એટલે, કે પાઠો પ્રૌઢોને શીખવા માટે સહેલા હતા, અને એનું વાંચન પ્રૌઢોને માફક આવે એવું હતું. વળી થોડેઘણે અંશે નિરક્ષરનું ધ્યાન ધરી રાખવામાં સફળ પણ નીવડ્યા છે. પણ અમારો **બીજો** ઉદ્દેશ તેઓ જાળવી શક્યા નથી. **એ પાઠો એવા નહોતા કે "હરેક જણ બીજા એકને શીખવે" એ ઉદ્દેશને પહોંચી વળાય.** નવા નિરક્ષરો પરસ્પર ભણાવતા નહોતા. કેટલાક અખતરા કરનારાઓ એવું કહેવા લાગ્યા કે હિંદુસ્તાન-માં માણસો એકબીજાને ભણાવે એ એમની રૂઢીની વિરુદ્ધ છે. પણ આમાં કેટલી બધી મૂર્ખાઈ છે? મનુષ્યના ઈતિહાસમાં મનુષ્યોની સેવા કરનારા કેટલાક સર્વોત્તમ સેવાભાવીઓ આજે હિંદમાં વસે છે. મૂળ મુશ્કેલી, અમારી સમજ પ્રમાણે, પદ્ધતિમાં હતી. શું હિંદને માટે એવી કોઈ પદ્ધતિ ન યોજી શકાય કે જેથી "હરેક જણ બીજા એકને ભણાવે" એ સિદ્ધાંત પાળી શકાય?

ગોધરા (પંચમહાલ)માં સરકારી તથા ખાનગી કેળવણીના ક્ષેત્રમાં કામ કરનાર માણસોની અસાધારણ સમિતિએ આ પ્રશ્ન છણ્યો. તેઓએ નવી જ દિશામાં ચાવી-શબ્દોના પાઠો નવી રીતે ઘડવાનું કામ હાથમાં લીધું. એ નવી પદ્ધતિનું નામ "ચિત્ર-શબ્દ—અક્ષરપદ્ધતિ" છે. ખરી રીતે જોતાં "ચિત્રોનું પાનું, શબ્દોનું પાનું, અને અક્ષરોનું પાનું" એવું નામ આપવું સારું છે, કેમકે આમ કરવાથી અગાઉના પાઠોથી એને જુદા બતાવી શકાય. એવી જાતના પાઠો હિંદીમાં, કાનડીમાં, તેલુગુમાં, તામિલમાં અને ગુજરાતીમાં છે. જ્યાં કહીં એનો અખતરો કરવામાં આવ્યો છે ત્યાં ઉત્સાહ જોવામાં આવ્યો છે.

## પાઠ ૧ લો.



| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| કલમ | ખડીઓ | ગધેડું | ઘોડો | | ક | ખ | ગ | ઘ | |
| ચકલી | છત્રી | જમાદાર | ઝભલું | | ચ | છ | જ | ઝ | |
| ટપાલી | ઠગ | ડબો | ઢબુ | | ટ | ઠ | ડ | ઢ | |
| તપેલી | થડ | દડો | ધજા | નગારૂં | ત | થ | દ | ધ | ન |
| પગ | ફળ | બકરી | ભમરો | મરચું | પ | ફ | બ | ભ | મ |
| રસ્તો | ઇયળ | લસણ | વડ | | ર | ય | લ | વ | |
| શકોરૂં | સસલું | હળ | | | શ | સ | હ | ળ | |

આ જાતના પાઠોના લાભો ઘણા છે :—

૧. એક વખતે પાઠોની રચના સમજાઇ ગઇ એટલે પાઠો **બનાવવા** સહેલું થઈ પડે છે.

૨. નિરક્ષર માટે એ રીતે ભણવું સહેલું છે.

૩. ચિત્રોથી પાઠો રસિક બને છે.

૪. નવા સાક્ષરને નિરક્ષરને ભણાવવા માટે એ પાઠો સહેલા લાગે છે.

૫. એક વખત વાંચ્યા પછી ચાવીરૂપ ચિત્રો હોવાથી વિદ્યાર્થી પાઠો ભૂલતો નથી. પોતે જ એ પાઠોનું પુનરાવર્તન કરી શકે છે.

## ૪. ચિત્ર–સાંકળ પાઠો

ફિલિપાઈન ટાપુઓમાં પાછા આવ્યા પછી અમે ચાવી-શબ્દો પદ્ધતિની જગાએ "ચિત્ર-શબ્દ—અક્ષરપદ્ધતિ" દાખલ કરી. એ વધારે સહેલી અને રસિક લાગી. એક વરસના અખતરા પછી અમને એવું લાગ્યું કે ચિત્રોની જુદી જુદી હારો કરતાં જો એક જ હાર હોય અને જો ચિત્રકાર હરેક ચિત્રને એવી રીતે ચીતરે કે એની નીચેના ચિત્ર પ્રત્યેના સંબંધમાં કંઈક ક્રિયા થતી જણાય. એવી રીતે પાઠ બનાવ્યા અને અખતરો કર્યાથી જણાયું કે વિદ્યાર્થી ફક્ત દશ જ મિનિટમાં આખો પાઠ વાંચી શકે છે. જો કે વિદ્યાર્થી હરેક અક્ષર વાંચી શકતો નથી—ફક્ત તકતા ઉપર જોઇને જ ઓળખી શકે છે—પણ એ બીજાને શીખવતાં **પોતે શીખી** શકે છે.

૧૯૩૮–૩૯ની અમારી હિંદની ટૂંકી મુલાકાતમાં અમે આ "ચિત્ર-સાંકળ પાઠો" હિંદની ચૌદ ભાષાઓમાં દાખલ કર્યા. આ પાઠો ઝડપથી પ્રગતિ કરનારા, સહેલા, રસિક અને યોગ્ય રીતે શીખવવામાં આવે તો ઘણાજ સરળ છે. પ્રયોગો ઉપરથી એ સાબીત થયું છે કે એ પાઠ ફક્ત દશ મિનિટમાં જ શીખવી શકાય છે.

જ્યાં આખા ગામના લોકો જોઇ શકે એવી જાહેર જગાએ દિવાલ ઉપર મોટા તકતાઓ રાખવા જોઇએ. એ તકતાની નાની નકલ ભણનારને આપવી જેથી પ્રથમ પાઠ ભણ્યા બાદ શિક્ષકની મદદ વગર તે ઘરે અભ્યાસ કરી શકે અને તેથી શિક્ષકનો અર્ધ ઉપરાંત વખત તે બચાવી શકશે. પછીથી ગમે તે પ્રથમ-પોથી પસંદ કરવામાં આવે પણ આ તકતાઓ સાહ્યકારી ઘરકામ તરીકે વાપરવા એ સલાહભરેલું છે, અને એથી શિક્ષકનો શીખવવાનો બોજ હલકો થશે.

જો કોઈ પાઠો રચવાનો પ્રયોગ કરવા ઇચ્છતું હોય તો આવી જાતના પાઠો બીજા કરતાં સહેલા, અને સફળતા પામવા યોગ્ય છે. આના જેવા બીજા પાઠો કદાપિ સારા હોય પણ એને રચવા માટે વિદ્યાનું ખાસ જ્ઞાન અને ઘણાં વરસો સુધી પ્રયોગ કરવાની જરૂર છે.

આ "ચિત્ર-સાંકળ" તકતો બનાવવા માટે અમુક ધંધા કે વિદ્યાશાસ્ત્રના જ્ઞાનની ખાસ જરૂર નથી. ભાષાનું સારું જ્ઞાન બસ છે. પહેલાંથી વધારે ઉપયોગી સ્વર ને વ્યંજન પસંદ કરવાના છે. પછી જેનાં ચિત્ર બનાવી શકાય અને જેના પહેલા અક્ષરો પસંદ કરેલા વ્યંજન હોય એવા શબ્દો પસંદ કરવાના છે. જો બની શકે તો શબ્દના પહેલા વ્યંજન સાથે "આ" સ્વર જોડેલો હશે તો વધારે સારું, જેમકે "કા," "મા," "લા" વગેરે. "આ" વાળો જાણીતો શબ્દ ન હોય તો વ્યંજન સાથે બીજો સ્વર જોડી શકાય. સૌથી જરૂરની વાત એ છે કે **દરેક શબ્દ** નિરક્ષરો માટે બહુ **સામાન્ય** શબ્દ હોવો જોઇએ: આ વાત પર ભાર દેવાની જરૂર છે. આ જાણીતા શબ્દ પરથી નિરક્ષર શબ્દનો અજાણીતો ભાગ શીખી શકે છે, પણ જો તકતાના શબ્દો-માંથી કોઇ પણ શબ્દ એને આવડતો ન હોય તો તે ઠેકાણે તકતો તેને માટે નકામો થશે. હિંદી "ચિત્ર-સાંકળ" તકતો બનાવવા પહેલાં શબ્દો પસંદ કરવામાં અમે ૫૦૦૦ માણસોના મત લીધા. જાણીતા શબ્દોની ટીપ બનાવ્યા પછી સારો ચિત્રકાર ચિત્ર દોરે

ત્યાર પછી બાકીનું કામ સહેલું છે. જે ક્રમ પ્રમાણે ચિત્રોનો સંબંધ એક બીજાની સાથે સારી પેઠે સાચવી શકાતો હોય તે ક્રમ પ્રમાણે શબ્દો ગોઠવવામાં આવે. ચિત્રો એકબીજાની સાથે જોડેલાં હોવાં જોઇએ, તેથી સહેલાઈથી યાદ રાખી શકાય છે. ચિત્રોમાંના પદાર્થ એક બીજા સાથે દોરીથી બાંધવામાં આવે તો ચિત્રનો ક્રમ સારી રીતે યાદ રહેતો નથી એવું અમને અનુભવથી માલૂમ પડયું છે. જો જોડાણ અસાધારણ ને રમૂજી હશે તો તેથી યાદ સારી રીતે રહે છે.

તામિલ તથા ઉર્દૂ સિવાય હિંદની બધી ભાષાઓ માટે બે તકતાની જરૂર છે. **ગુજરાતી** "ચિત્ર-સાંકળ"ના બે તકતાની નકલ આ ચોપડીના પાછલા પૂઠાની અંદર ચોંટાડેલી છે.



## પ્રકરણ ૩જું

# શું દરેક જણ બીજા એકને શીખવશે?

### ૧. શિક્ષકો પૂરતા નથી

જેમ છોકરાં માટે આપણે ટ્રેઈન્ડ શિક્ષકો ઉપર આધાર રાખવો પડે છે, તેમ જો આ કામ માટે પણ ટ્રેઇન્ડ શિક્ષકો ઉપર આધાર રાખવાનો હોય તો જરૂરિયાતને પહોંચી વળવા માટે પૂરતા શિક્ષકો નથી, અને શિક્ષકોને પગાર આપવા પૂરતાં નાણાં પણ નથી. પહેલા પ્રકરણમાં આપણે જોયું કે જો જન્મ પ્રમાણની સાથે રહેવું હોય તો દર દશકે ૩ કરોડ ૪૦ લાખ માણસોને સાક્ષર બનાવવાં જોઇએ. ૧૯૩૧માં હાઈ સ્કૂલોના વિદ્યાર્થીઓ સુદ્ધાં બધી નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓ ગણતાં કૂલ ૧ કરોડ ૨૦ લાખ કરતાં ઓછા વિદ્યાર્થીઓ હતા. હિંદુસ્તાનનાં ⅘ ગામડાંમાં શાળાઓ જ નથી. વધતી જતી વસ્તીની સાથે હામ ભીડવા માટે આપણે હાલના કરતાં ત્રણગણા શિક્ષકો જોઇએ. એ ઉપરાંત જો આપણે ખરા ભાવથી હિંદુસ્તાનને સાક્ષર બનાવવાનું કાર્ય એક જ દશકામાં પૂરું કરવા માગતા હોઇએ તો હાલના શિક્ષકો કરતાં **ત્રીસગણા** શિક્ષકો જોઇએ. આનો અર્થ એ થાય કે શિક્ષકો તૈયાર કરવાની શાળાઓની સંખ્યા ત્રીસગણી કરવી પડે, શાળાઓનાં મકાનોની સંખ્યા ત્રીસગણી કરવી પડે, શિક્ષકોના પગારોનું અંદાજ ત્રીસગણું કરવું પડે, પાઠય પુસ્તકોનું અને સાધન સામગ્રીઓનું ખર્ચ ત્રીસગણું કરવું પડે, નિશાળો ઉપરના કરો પણ ત્રીસગણા થાય. આ બધું કરવા આપણે કદાપિ બહુ રાજી નથી—અને ખાસ કરીને જ્યારે આપણને કોઇ સોંઘો કે ઓછો ખર્ચાળ માર્ગ મળતો હોય ત્યારે તો નહિ જ.

પ્રૌઢ શિક્ષણના કાર્યમાં પ્રાથમિક શાળાઓના શિક્ષકો ઉપર બહુ ભાર મૂકી ન શકવાનાં ત્રણ કારણો છે. પહેલું, જો તેઓ આખો દિવસ પોતાનું કામ વિશ્વાસુપણે કરે, તો થાકેલાં પ્રૌઢોને જે કાળજી અને હોંસ કે ઉત્સાહ જોઇએ તે બતાવવા તેઓ અશક્ત બની જાય. જો સારાં ફળ લાવવાં હોય તો પ્રૌઢોને કદી થાકેલા શિક્ષકે શીખવવું નહિ. બીજું, શિક્ષકો વારંવાર પ્રૌઢોને ભણાવવાના પ્રયત્નોમાં નિષ્ફળ નીવડે છે, કેમકે તેઓ એ વાત ભૂલી જાય છે કે તેઓ બાળકો સાથે કામ કરતા નથી. બાળકો સાથે જે સામાન્ય રીતે વર્તાવ બતાવવામાં આવે છે તે પ્રૌઢોને અરુચિકર લાગે છે—અસહ્ય લાગે છે. દિવસે જે વલણ હતું તે રાત્રે બદલી નાખવું એ કાંઈ સહેલું નથી. સ્વાભાવિક રીતે વિદ્યાપીઠોના પ્રોફેસરો અને કૉલેજોના વિદ્યાર્થીઓ પ્રાથમિક શાળાઓના શિક્ષકો કરતાં વધારે સારી રીતે શીખવી શકે છે. આનું કારણ હમણાં ઉપર અમે કહી ગયા તે જ છે, એટલે કે, પ્રાથમિક શાળાના શિક્ષકો કુદરતી રીતે જ કાંચીડા જેવા નથી કે દરરોજ પોતાનું વલણ બદલી શકે.

ત્રીજું કારણ એ છે કે કેટલાક ભાગોમાં દિવસની શાળાના શિક્ષકોને રાતના સમય સિવાય બીજો વખત મળતો નથી, અને એ વખત કેટલાંક નિરક્ષરો માટે બહુ જ અનુકૂળ નથી હોતો. એમાંય વળી સ્ત્રીઓ માટે તો એ વખત જરાય અનુકૂળ નથી. એમના માટે તો ઘણું કરીને ઉત્તમ અનુકૂળ વખત બપોરના ૧૨થી સાંજના ૩ વાગ્યા સુધીનો છે. માણસો દિવસે કામધંધે જતા હોવાથી રાત્રે ૯થી ૧૨ વાગ્યા સુધી છૂટા હોય છે. પણ જે શિક્ષક રાતના બાર વાગ્યા સુધી શીખવે તે બીજી સવારે છોકરાંને સારી રીતે શીખવી શકે જ નહિ !

હવે જો આ ભારે બોજ આપણે પ્રાથમિક શાળાના શિક્ષકો ઉપર નાખી શકતા નથી તો કોના તરફથી આપણે આશા રાખી શકીએ ? આનો ઉત્તર તો આ જ હોવો જોઇએ—"દરેક જણ."

જો હિંદુસ્તાનમાં દરેક સાક્ષર કે ભણેલી વ્યક્તિ (કૂલ વસ્તીના ૮ ટકા) દર વરસે બીજા એક જ નિરક્ષરને અક્ષરજ્ઞાન આપે તો કાલ્પનિક રીતે જોતાં, આ કાર્ય પૂરું કરવામાં પાંચ વરસ લાગે.

આ વરસે ૮ ટકા ભણેલાં છે.
આવતા વરસે ૧૬ ટકા ભણેલાં થાય.
ત્રીજે વરસે ૩૨ ટકા ભણેલાં થાય.
ચોથા વરસે ૬૪ ટકા ભણેલાં થાય.
પાંચમા વરસે ૧૨૮ ટકા ભણેલાં થાય.

હવે, દર પાંચ વરસે વસ્તી ૫ ટકા વધે છે તે ૧૨૮ ટકામાંથી બાદ કરીએ તોપણુ ૨૩ ટકાની છૂટ રહે છે. આ છૂટ જેઓ પરીક્ષામાં નાપાસ થાય તેઓની ખોટ પૂરી કરે છે.

લોકો વારંવાર આ આંકડાઓ સાંભળીને કહે છે: "મૂર્ખાઇ! મૂર્ખાઇ!" ઓછામાં ઓછું આપણે આ હકીકત ઉપર વૈજ્ઞાનિક દૃષ્ટિએ પૂરેપૂરો વિચાર કરીએ. શેના ઉપર ફતેહ કે સફળતાનો આધાર છે?

## ૨. સફળતા માટે જરૂરી બાબતો

૧. શિક્ષક તરીકેની ખાસ તાલીમ લીધા વિના કોઇ પણ શીખવી શકે એવા પાઠોનું જૂથ. આવી જાતના પાઠો હાલમાં બાર કરતાં વધારે હિંદની મૂખ્ય મૂખ્ય ભાષાઓમાં તૈયાર કરવામાં આવેલા છે.

૨. કેળવણી પામેલાં માણુસોમાં દર વરસે સરેરાશ એક નિરક્ષરને ભણાવવાની મહેનત કરવાની મરજી.

એટલું તો સાચેસાચું કહેવું જોઈએ કે કોઈ પણ દેશમાં ઘણા માણુસો બીજાંઓ માટે કશી જ દરકાર નહિ કરતા હોવાથી સહકાર આપવાની સાફ ના પાડશે. કેટલાક માણુસો એવા છે—એમાં ખાસ કરીને શાહુકારો (નાણાંની ધીરધાર કરનારા)—કે જેઓ નિરક્ષર માણુસો વાંચતાં શીખે એ માગતા જ નથી. કેટલાં બધાં માણુસો



૧૦૦
૯૦
૮૦
૭૦
૬૦
૫૦
ત્રાવણકોર
૧
વડોદરા
૨
મુંબઇ
૩
૨૨
૪
બંગાળ
૫
મદ્રાસ
૬
પંજાબ
૧૫
૧૩
૭
સંયુક્ત પ્રાંતો
૮
બીહાર ઓરીસા

આવી સ્વાર્થવૃત્તિથી દોરાય છે એ જ્યાં સુધી આપણે અખતરાની કસોટી કરતા નથી ત્યાં સુધી આપણે જાણી શકતા નથી. જ્યારે જ્યારે અમે શ્રોતાજનોને "પ્રત્યેક જણ બીજા એકને શીખવે" એવી પ્રતિજ્ઞા આપવાનું કહ્યું ત્યારે ત્યારે સોએસો ટકા ઉત્તર મળેલો છે. સંયુક્ત પ્રાંતોમાં અધિકારીઓને આવાં આશાજનક પરિણામ મળ્યાં નહિ. જ્યારે લોકોને કહેવામાં આવ્યું કે "પ્રત્યેક જણ એકને શીખવે અથવા બે રૂપિયા આપે" એવું વચન આપો ત્યારે કેળવણી પામેલાંથી સાતે માત્ર એક જણે પ્રતિજ્ઞા ઉપર સહી કરી. આ જાતના પ્રયત્નો બીજે ઘણે ઠેકાણે કરેલા છે, પણ એનાં શાં પરિણામ આવ્યાં એ હજુ જણાયું નથી. કેટલાક પ્રસંગોએ અમે ખ્રિસ્તી શ્રોતાજનોને પૂછ્યું કે તેઓમાંથી કેટલાં બબ્બે જણને શીખાડશે જેથી તેઓ પ્રતિજ્ઞા નહિ પાળનારાઓથી પડતી ખોટ પૂરી શકે, અને એના જવાબમાં લગભગ બધાંએ પ્રતિજ્ઞા ઉપર સહી કરી હતી. બિહાર પ્રાંતમાં પ્રત્યેક જણ દશ જણને ભણાવે એવી પ્રતિજ્ઞા લેવામાં આવે છે! ઘણા માણસો આથી મળતા આનંદનો અનુભવ કર્યાથી દર વરસે કેટલાંયને ભણાવશે.

૩. નિરક્ષરોની ભણવાની ઇચ્છા. નિરક્ષરો ભણવા ઉત્સુક હોતા નથી એવી ઘણી ફરિયાદો આવે છે. એક માણસે કહ્યું: "આ યત્નમાં કોઈ જાતનો આર્થિક લાભ જોતા નથી. આ કારણથી ભણવાનું ચોખ્ખેચોખ્ખું ના પાડે છે." પણ ઝીણવટથી અભ્યાસ કરતાં જણાયું છે કે ખરી મુશ્કેલી આ નથી. સાધારણ નિરક્ષર નિરાશાના વમળમાં પકડાઇ જાય છે, અને એમ ધારે છે કે તે ભણી શકશે નહિ. જો માફકસર પ્રયત્નો કરવાથી ભણી શકાય એવું આશાનું કિરણ તેનામાં સ્ફૂરે તો તે ભણવા તૈયાર થઇ જાય છે, અને એની જિજ્ઞાસા વધે છે. મુંબઇનો જે છેલ્લો હેવાલ પ્રગટ થયો એ "સ્પષ્ટ રીતે બતાવે છે કે નિરક્ષરોમાં સાક્ષર થવાની ઇચ્છા ઘણી પ્રબળ છે."

૪. શીખવવા માટે સસ્તું સહિત્ય. થોડી મિનિટો ભણાવ્યા પછી નિરક્ષરો પોતે જ શીખી શકે એવા સરળ અક્ષરના

તકતાઓ જો દરેક ગામમાં ટંગાવવામાં આવે, તો એથી પ્રશ્નનો કંઇક અંશે ઉકેલ થશે. પાઠો બહુ જ જુજ કિંમતે વેચી શકાય, કે મફત પણ આપી શકાય, એ માટે નાણાંની મદદની જરૂર છે. જો આ પ્રમાણે થાય તો બધે ઠેકાણે પાઠો મળી શકે, અને સૌ કોઈ લઇ શકે.

૫. સમય અને સ્થળ. સ્વાભાવિક રીતે જ નિરક્ષરો પાસેથી દબાણ કરી ઘણા કલાકો કામ લેવામાં આવે છે. આવી પરિસ્થિતિમાં પણ જો રસ્તો કાઢવો હોય તો **તેઓને અનુકૂળ હોય એ જગાએ અને દિવસના એ વખતે** એકેક જણને **એક મિનિટ કે અર્ધો કલાક** શીખવા દેવામાં આવે.

૬. આવા સાક્ષરતાના કાર્યક્રમમાં કેળવણી પામેલા લોકોને ભણાવવાનો આગ્રહ કરવાની કે નિરક્ષરોને ભણવાનો આગ્રહ કરવાની મુશ્કેલી નથી, પણ જે મૂખ્ય મુશ્કેલી છે તે ચોક્કસ આંકડા રાખવા એ છે. આ કામ ઘરોમાં થતું હોવાથી અને એની વૃદ્ધિ કલ્પી ન શકાય એટલી ઝડપથી થતી હોવાથી આંકડાની ચોક્કસ નોંધ રાખવી મુશ્કેલ છે. આપણી સફળતાઓ જોઈને આપણે ગૂંચવાઇ જઇએ છીએ. અનુકૂળ સંજોગોમાં આ કાર્ય કેટલી ત્વરાથી થાય છે એ ૧૯૩૯માં બનેલા ઔંધ રાજ્યના ઉદાહરણ ઉપરથી જોઇ શકાશે. જાન્યુઆરી મહિનામાં શાળાઓમાંથી છોકરાંને ઘરે મોકલવામાં આવ્યાં અને તેમનાં સગાંઓને અને પડોસીઓને ભણાવવાનું કહ્યું. **ત્રણ મહિનાની** અંદર એવું અધિકારથી જાહેર કરવામાં આવ્યું કે રાજ્યની અર્ધી વસ્તી વાંચતાં શીખી ગઇ છે. મુંબઇ શહેરની ઝુંબેશ મે માસની ૧લી તારીખે શરૂ કરવામાં આવી. ૨૦ દિવસ પછી અધિકારીઓએ એવો હેવાલ બહાર પાડયો કે શિક્ષકોના પગાર પાછળ એક રૂપિયો પણ નહિ ખર્ચતાં ૧૦,૭૭૩ પ્રૌઢ વયનાં સ્ત્રીપુરુષોને ભણાવ્યાં.

## ૩. સફળતાના હેવાલો

"પ્રત્યેક જણ બીજા એકને શીખવે" એ સિદ્ધાંત ઉપર જ્યાં જ્યાં કામ થયું છે ત્યાં ત્યાં સફળતા મળેલી છે. એવી કેટલીક જગાઓના હેવાલો નીચે આપ્યા છે.

હૈદ્રાબાદ શહેરમાં સ્ત્રીઓ માટે એક રાત્રીશાળા ચાલે છે. શિક્ષક દર અઠવાડિયે એક વાર એક કલાક જતાં, અને એક બાઇને ભણાવતાં. અઠવાડિયાના બાકીના દિવસો તે બાઇ બીજી એક નિરક્ષર બાઇને ભણાવતી એ ભણેલી બાઇ બીજી એકને ભણાવતી. છ મહિના સુધી આ અઠવાડિક વર્ગ ચાલ્યા પછી એકે એક બાઇ ખ્રિસ્તી ધર્મનું શાસ્ત્ર વાંચી શકી. જ્યારે કોઇએકે એ બાઇઓને કહ્યું કે હવે તમે કોઇ નવી જ દુનિયામાં પ્રવેશ પામ્યાં છો, ત્યારે તેઓની આંખોમાંથી આંસુઓ વહેવા લાગ્યાં અને પોતાની સાડીઓ વડે લૂછવા લાગ્યાં.

હૈદ્રાબાદથી સો માઇલ દૂર આવેલા મેદાક ગામમાં અમે એક ઓરડામાં બેઠેલા સોએક નવા ભણેલા માણસોને જોયા. તેઓમાંનો અર્ધો ભાગ પોતાથી ઓછા ભણેલા બીજા ભાગને શિખવતા હતા. આજુબાજુનાં ગામડાંમાં હજારો માણસો ભણીને બીજાઓને કેવી રીતે ભણાવતા હતા એ બતાવવા ત્યાં આવેલા હતા.

જબલપોરમાં એંસી ભણનારાઓ ઇશ્વરવિદ્યાશાળાની પરસાળ પર બેસીને પોતાથી ઓછા ભણેલા એકેકને ભણાવતા હતા. ત્રણ મહિના પહેલાં શિક્ષકની તાલીમ લીધા વગરના કોલેજના છ વિદ્યાર્થીઓએ બાર નિરક્ષરોને ભણાવીને આ વર્ગ શરુ કર્યો હતો. મિસ ચેપ્મેને લખ્યું, કે

"જબલપોરમાં હિંદી પ્રથમ પોથી લોકપ્રિય છે. મેં ગામડામાં તેને વાપરીને ઉત્તમ પરિણામ મેળવ્યું છે. નીચે બતાવેલો નમૂનારૂપ બનાવ બન્યો હતો. બીજા ગામથી ત્રણ જુવાનો મારી છાવણીએ આવ્યા. એક હોશિયાર હતો ને તે બીજા કોઇના

પાઠ્યપુસ્તકમાંથી પોતાની પાટીમાં હિંદી અક્ષર ઉતારીને તેને વાંચતાં શીખ્યો હતો. તેણે પહેલા દિવસમાં પ્રથમ પોથી પૂરી કરી, અને બીજે દિવસે **દેહાતી બ્યાન** વાંચ્યું.

બીજા માણસને કશું આવડતું ન હતું. બે દિવસમાં તે પ્રથમ પોથીનો અર્ધો ભાગ શીખ્યો. તે ભણવા ખાસ ઇચ્છા રાખતો હતો ને શીખી શક્યો. તેને ઉઠાડીને ખાવા માટે લઇ જવો પડયો. પણ બીજા દિવસની સાંજે તે ત્રીજો પાઠ વાંચી શકયો અને બીજાને શિખવતો હતો. બીજા કોઇએ મને કહ્યું, કે તે મધરાત સુધી ભણતો હતો.

મિ. કે. જે. જી. સુંદરામ કહે છે, કે "હું મારા પટનો મહાવરો કરવા ઇચ્છતો હતો. તેથી બે શિક્ષકોને કોઇ અભણ માણસની રાહ જોવા રસ્તા પર મોકલવામાં આવ્યા. થોડી વારમાં તેઓને ગામમાં જનાર એક માણસ મળ્યો. તેઓએ તેને પોતાની સાથે થોડી વાર ભણવાની વિનંતી કરી. ભણવા સમજાવી શકાય એવો તે ન હતો ને તેઓને મૂકીને તે ચાલતો થયો. પણ તેઓ તેની સાથે ચાલવા લાગ્યા. અને તેના હાથ પકડીને તેને કૉન્ફરન્સમાં લાવ્યા. તે જરા શાંત થયો ત્યારે તેને પાઠ શિખવવામાં આવ્યો. પાઠ શીખવામાં માત્ર દસ મિનિટ તેને લાગી, અને તેમાં તેણે એક જ ભૂલ કરી. આથી અમ બધાંને એવું લાગ્યું કે તે ભણેલો જ હશે, પણ તપાસ કરતાં તે નિરક્ષર માલૂમ પડયો.

મિ. સુંદરામની એક કોન્ફરન્સમાં ૧૯ અભણ સ્ત્રીઓએ પ્રૌઢો માટેની પ્રથમ પોથી મફત લઇને તેનેતેજ વખતે તેઓને શિખવવાની માગણી કરી. તેઓ તેમની પાસે ફરી વળ્યાં ને આખો દિવસ તેમને જવા ન દીધા. "કોન્ફરન્સમાં હાજર થયેલી એક વૃદ્ધ બાઇએ અમને ઠપકો દીધો, કેમકે અમે છેલ્લા દિવસ સુધી આ કામ પડતું મૂકેલું હતું. તેણે કહ્યું, કે જો તમે મને શિખવ્યું હોત તો આજ સુધીમાં હું આ ચોપડી પૂરી કરત!" તે ભૂલી ગઈ હતી કે પહેલા દિવસે તેણે પોતે કહ્યું હતું, કે, "ઘરડી હોવાથી હું ભણી શકતી નથી."

એલ્લોરમાં નિશાળની ૭૦ યુવતીઓ કૉન્ફરન્સમાં હાજર હતી. બે અભણ સ્ત્રીઓને એક રાતભરમાં ભણીને સાક્ષર થતાં જોઇ તેઓ ઘણો અચંબો પામી. આગલી રાતે નિશાળના પટાવાળાને પાઠ શિખવવામાં આવ્યો, તેણે પોતાની સ્ત્રીને ભણાવી, ને સ્ત્રીએ પોતાની છોડીને ભણાવી. બીજી સવારે યુવતીઓએ પોતાની શિક્ષિકા પાસે જઇને ઉનાળાની રજામાં પોતપોતાના ગામની ૯૭% નિરક્ષર સ્ત્રીઓને ભણાવવા માટે પાઠના પટ માગ્યા.*

રતલામથી ડૉ. એફ. એચ. રસેલ લખે છે કે: "એક ભીલ માણસ એકજ અઠવાડિયામાં વાંચતાં શીખ્યો. બીજો એક માણસ એના પડોશીને પૂછી પૂછીને પોતે જ વાંચતાં શીખ્યો."

પોતાના અનુભવ પરથી પ્રોફેસર ભાગવત શાહેદી આપે છે કે: "મને જે અનુભવ થયો છે તે ઉપરથી મને એમ લાગે છે કે જો આપણે પહેલાં વાચન તરફ જ લક્ષ આપીશું, અને એમ નિરક્ષરોને જ્ઞાનના માર્ગ ઉપર ચઢાવીશું, તો આપણું કાર્ય પાર પાડવા માટે ઘરમાં ચલાવવામાં આવતા વર્ગો મદદરૂપ થશે.

"આવા ગૃહ-વર્ગોના બંધારણમાં જે મુખ્ય સિદ્ધાંત છે તે એ કે, જ્યાં કંઈ એ શકય હોય ત્યાં કુટુંબનાં ભણેલાં માણસોને આગ્રહ કરવો અને ઉત્તેજન આપવું કે તેઓ પોતાના કુટુંબમાં જે નિરક્ષરો હોય તેઓને સમજપૂર્વક વાંચતાં શીખવે.

"આવા વર્ગોનાં પરિણામો મેળવવાની જે મુશ્કેલી છે તે દૂર કરી શકાય એમ છે. દરેક ગૃહ-વર્ગની યોગ્ય વ્યવસ્થિત દેખરેખ રાખવી અને ચોક્કસ નોંધ રાખવી જોઈએ. આ કરવું કંઇ અઘરું નથી. ગૃહ-વર્ગો ચલાવવા માટે આપણે છોકરાઓમાં તેમજ છોકરીઓમાં ઉત્સાહ પ્રેરવાનો અને ટકાવી રાખવાનો છે, અને આ કાર્ય સેવાભાવ તથા પોતાની ફરજ છે એ સમજણ ઉપર રચાયું છે, તેથી પરિણામનો હેવાલ આપતાં કોઇ અંગત લાભોને ધ્યાનમાં રાખીને કોઈ પણ છેતરપિંડી નહિ કરે કે અતિશયોક્તિ

* ડૉર્નકલ ડાયોસીસન મૅગેઝિન, મે ૧૯૩૮.

નહિ વાપરે. જો કદી કુટુંબમાં પુરુષ કે સ્ત્રીને વાંચતાં શિખવામાં બાર મહિના થઇ જાય તોપણ એથી સરકારને કે સમાજને વધારાનું ખર્ચ માથે પડતું નથી. હું ખાતરીથી માનું છું કે જુવાનોમાં અને નાનાં છોકરાંમાં પુરતો ભાવ અને ઉત્સાહ છે, પણ આપણે એ કાળજી રાખવી જોઇએ કે એ એમના ઉત્સાહ અને ભાવને જૂની ઢબનાં ઇન્સ્પેકશનો અને દેખરેખ, વગેરે કચડી નાખે નહિ.

પુના શહેરમાં, એક સાત વરસની છોકરીને એની નિશાળમાં વસ્તીગણતરીનું એક કાગળ આપ્યું. પછી તેને કહેવામાં આવ્યું કે આ કાગળમાં તારા કુટુંબમાં ભણેલાંઓનાં અને અભણોનાં નામ લખ. યોગ્ય દોરવણી મળે તો જેમ કોઇ પણ છોકરૂં કાળજીપૂર્વક કામ કરે છે તેમ આ છોકરીએ પણ ઘણી કાળજીથી એ કામ કરવા હાથ ધર્યું. તે ઘરે ગઇ અને એની માતાને, પિતાને, ભાઇને અને બહેનને તથા નોકરોને પૂછયું કે શું તમને વાંચતાં આવડે છે? પછી તેણે પેલા કાગળ ઉપર બધાં અભણોનાં નામ લખ્યાં. જ્યારે છોકરીને પૂછવામાં આવ્યું કે કેટલાં અભણો છે? ત્યારે તે બોલી ઊઠી કે મારા કુટુંબમાં આટલાં બધાં નિરક્ષરો હોય એ ઘણું ખોટું કહેવાય. હું એ સૌને ભણાવીશ અને નિરક્ષરતાનો જે કાળો ડાઘ અમારા કુટુંબ પર છે તે કાઢી નાખીશ. એટલી નાની છોકરી આવી બાબતોનો વિચાર સરખો પણ કરે એ જ કેળવણી છે. હવે એ સાતઆઠ વરસની છોકરી નિરક્ષરોને શીખવવામાં કેટલે અંશે ખરેખરી મદદ આપશે એ પ્રશ્નને જો બાજુએ મૂકીએ તો આટલું ખરું છે કે જે પ્રચાર ને કાર્યની અસર એ ભોળા બાળક ઉપર થઇ છે અને એને લીધે એ વિચાર કરતી અને નિરક્ષરતા વિષે વાતો કરતી થઇ છે તેણે એવાં બીજ રોપ્યાં છે કે જે ઘણી ઝડપથી ફૂટશે અને જો ટૂંક સમયમાં નહિ તો એકાદ બે વરસમાં પણ એ છોકરીને નિરક્ષરતાનિવારણનું કાર્ય કરતી બનાવશે. આ કાંઇ ઓછો લાભ ન કહેવાય."

બિહારના વિદ્યાધિકારીએ કહ્યું, કે

"ગયા માર્ચ મહિનામાં આ કામ હાથમાં લેવાની મે

બિહારના વિદ્યાર્થીઓને તથા શિક્ષકોને વિનંતી કરી. મેં ધા
તે કરતાં તેઓ વધારે રાજી થયાં. હજારો શિક્ષકો તથ
વિદ્યાર્થીઓએ વ્યવસ્થા કરીને બીજા સ્વયંસેવકોને બોલાવ્ય
પૈસા ઉઘરાવ્યા, યોગ્ય વાચન તૈયાર કર્યું અને કામદારો
ઉતાવળે શીખવવાની પદ્ધતિ શિખવી.

અમે સ્વયંસેવા પર જ આધાર રાખ્યો છે. શરૂઆતમ
અમે વિદ્યાર્થીઓને શિક્ષક તરીકે ને શિક્ષકોને વ્યવસ્થા કરના
ને શિખવાની તાલીમ આપનાર તરીકે વાપર્યાં છે. સમાજ પ્રત
સ્વયંસેવા માટે કેળવાયેલા જુવાનો સૌથી સારો ફાળો આ
શકે છે. આ મારા પ્રાંત જેવા ગરીબ પ્રાંતમાં આ પ્રશ્નનો નિકાલ
એક જ રીતે કરી શકાય છે, એટલે પ્રાંતમાં જે માણસરૂપી બ
હોય છે તેનો ઉપયોગ કરવાથી. આવા ગરીબ દેશનું સૌથી મો
મૂલ્ય તે તેનાં માણસોમાં સમાયેલું છે."

"મીઆનવાળા સભામાં મિસ લુઇટના વર્ગોમાં ત્રણ પેઢીન
માણસો સાથે સાથે ભણતાં હતાં. આ બીજી તક પકડવા
જે હિંમત ગામડાના માણસો બતાવતા હતા તે જોઈ પથ્થ
જેવાં કઠણ દિલ પણ પીગળે. દબાયેલા ને હક વગરન
માણસોના દિલમાં ઊંડી ને અણબોલી લાગણી દેખાઇ આવે છે
જે ઇચ્છાઓ તેમને અશકય લાગતી તેવી ઇચ્છાઓ બોલી બતાવ્ય
વગર અભણ લોકોના દિલમાં ઉકળે છે. એ અમે ન સમજ્ય
તેથી અમે કેવા મંદ તથા અક્કલ વગરના છીએ!"

નાગપુરની સાક્ષરતા પરિષદ બધી દિશાઓએથી હકીક
મેળવીને એનો અભ્યાસ કર્યાં પછી નીચેની વાત કહે છે:

"અમે માનીએ છીએ કે પહેલો પાઠ શીખ્યા પછી હોશિયા
પ્રૌઢ વિદ્યાર્થી બીજા કોઇને શીખવી શકે છે. આથી ઘણા લાભ
થાય છે: બીજાને શીખવવાથી એ માણસનામાં વધારે ભણવા
હોંશ પ્રબળ બને છે, વાંચેલા પાઠનું પુનરાવલોકન કરે છે, એન
મગજમાં એ સચોટ ઠસે છે, અને હવે ગામમાં એ અગત્યન

માણુસ થવાથી એને આનંદ થાય છે. આ ઉપરાંત, હિંદુસ્તાન-ના પચાસ વરસથી ઉપરની ઉમરનાં ૨૭ કરોડ નિરક્ષરોને બીન-પગારદાર થોડા લાખ શિક્ષકોની મદદથી ભણાવી શકાય.

"આ એક એવું સાહસ છે કે જેમાં વિદ્યાર્થીઓની તથા બેકારોની સર્વોત્તમ શક્તિઓની જરૂર છે. એમને અને અમારા બધા સાથી–કામદારોને ગારીબાલ્ડીના શબ્દો સંભળાવીએ છીએ. "હું પગાર આપતો નથી, રહેવાનું ઘર આપતો નથી, કે બીજી કોઇ સામગ્રીઓ આપતો નથી; હું ભૂખ આપું છું, તરસ આપું છું, ફરજિયાત કૂચ આપું છુ, લડાઈઓ અને મરણ આપું છું. જે કોઈ પોતાની માતૃભૂમિને ફક્ત હોઠોથી નહિ, પણ હૃદયથી ચાહે છે તે મારી પાછળ આવે!"

આજે હિંદુસ્તાનને એવા માણુસોની જરૂર નથી કે જેઓ એમ કહે છે, કે "હું હિંદુસ્તાનને ચાહું છું. **પણ....**" તેઓ ધારે છે કે તેઓ સ્વદેશાભિમાની છે **પણ.......**

આજે હિંદુસ્તાનને એવા માણુસોની જરૂર છે કે જેઓ એમ કહે છે, કે "હું હિંદુસ્તાનને ચાહું છું. **તેથી** આવા મહાન કાર્યમાં મારો સાથ આપવા હું તૈયાર છું."

આપણે શીખવવાની શરૂઆત ક્યાં કરીશું? પહેલાં આપણું પોતાનું જ ઘર તપાસીએ—કુટુંબનાં માણુસો, નોકર-ચાકરો—અને જો તેઓ નિરક્ષર હોય તો એકેએકને શીખવીએ.

## પ્રકરણ ૪ થું

# નિરક્ષર પ્રૌઢ સાથેની વર્તણૂક

કોઇપણ બિનશિક્ષિત સેવાભાવી શિક્ષક આ ચોપડીમાં આપેલી પદ્ધતિને વાપરશે અને જો એકથી ચાર પ્રૌઢ નિરક્ષરોનોજ વર્ગ ચલાવશે તો જરૂરથી તે ઉત્તમ પરિણામ મેળવશે. (વર્ગમાં પુખ્ત ઉંમરના માણસો અને બાળકોને ભેગાં રાખવાં નહિ). જો વર્ગમાં વધારે વિદ્યાર્થીઓ હોય તો એક વિદ્યાર્થીને ભણાવવામાં આવે અને બાકીનાં અવલોકન કરે. આ "શીખવવું" કહેવાય. શીખવનારે એના વિદ્યાર્થીની સાથે જ બેસવું જોઇએ, એની પાસે ઊભા રહેવું જોઈએ નહિ. શિક્ષકનો અવાજ એના વિદ્યાર્થીના અવાજ જેટલો જ નીચો હોવો જોઈએ, સ્પષ્ટ અને સહેલાઇથી સાંભળી શકાય એટલો ઊંચો હોવો જોઈએ. શિક્ષકે શબ્દો કરકસરથી વાપરવા, એક પણ નકામું કે નિરુપયોગી વાકય ઉચ્ચારવું નહિ.

નોર્મલ ટ્રેનિંગ કૉલેજોમાં પસાર થયેલાં શિક્ષકો મોટી સંખ્યાના વર્ગો ચલાવી શકે એમ છે, તોપણ તેઓ પહેલાં એક બહુ જ હોશિયાર ને ચાલાક વિદ્યાર્થીને શીખવે અને આખો વર્ગ એનું અવલોકન કરે, અને પછી એ વિદ્યાર્થી જે હમણાં જ શીખ્યો તે બીજા વિદ્યાર્થીને શીખવે, એ રીતનો અખતરો કરી જુએ તો તેથી લાભ થશે. આત્મવિશ્વાસની આ સાબિતી પ્રૌઢને હલકાપણાના વિચારમાંથી જેટલી ઝડપથી બહાર કાઢી લાવે છે એટલું બીજું કંઇ જ કરી શકતું નથી. ટ્રેઈન્ડ શિક્ષક પાસે આખો ઓરડો ભરીને પ્રૌઢ વિદ્યાર્થીઓ હોય તોપણ તેઓ બધાં પરસ્પર શીખવી શકે છે.

છોકરાંઓનો શિક્ષક જયારે પ્રૌઢોને શીખવવાનો યત્ન કરે છે

ત્યારે એ તદ્દન નવીજ સ્થિતિમાં આવી પડે છે. લાંબા વખતથી જે રીતો એ વાપરતો આવ્યો છે તેમાંની ઘણીખરી રીતો એને ઉલટાવી નાખવી પડશે.

શિક્ષકે પ્રૌઢ વિદ્યાર્થીની સાથે એને બાળક સમજીને કે હલકા દરજ્જાનો સમજીને વર્તણૂક કરવાની નથી, પણ જેમ મોટા અધિકારી કે અમલદારની સાથે વર્તે તેમ સભ્યતાથી વર્તવું જોઇએ. જો વિદ્યાર્થીને સહેજે એવો ખ્યાલ આવ્યો કે શિક્ષક પોતાને ઉચ્ચ દરજ્જાનો ગણે છે તો શીખવવા ઉપર પાણી ફરી વળશે.

પ્રૌઢ માણુસની લાગણી બહુ સતેજ હોય છે. હલકાપણાના વિચારમાં એ રિબાયા કરે છે. જ્યારે એ બડાઈ ને ડંફાસ મારે છે ત્યારે પણ એ પોતાની "હલકાપણાની વૃત્તિ" પ્રદર્શિત કરે છે. એ એની બડાઈ ડંફાસ પોતામાં જે સાચી નકામાપણાની લાગણી છે તે પોતાથી અને બીજાથી સંતાડવાના પ્રયત્નો છે. નિરક્ષરને નિરાશ કરવો એ અતિશય સહેલું છે. જો આપણે બે વાર "ના" કહીશું તો કદાપિ ત્રીજી વાર બોલવાનું એ ના પાડશે. આથી પ્રૌઢોને શીખવતી વખતે "ના" એ શબ્દ આપણા શબ્દકોષમાંથી કાઢી નાખીએ છીએ. જયારે આપણે "ના" કહેવા માગીએ છીએ ત્યારે "હા" કહીએ છીએ. એની સાધારણ ભૂલો તરફ આંખ આડા કાન કરીએ છીએ. ગંભીર ભૂલો કરે તો જ અને સુધારવાની જરૂર પડે ત્યારે જ આપણે પરોક્ષ રીતે એને સુધારીએ છીએ. દાખલા તરીકે જો એ "આંખો" ને બદલે "આંબો" એવો ઉચ્ચાર કરે તો આપણે એની આંખો તરફ જોઇને કહેવું કે "હા, તમારી આંખો કેટલી પ્રકાશિત છે!" સુધારાના બદલે શાબાશી આપો!

જાણે એ રાજા હોય એમ એની સામે વર્તાવ કરો! જો રાજા કોઈ શબ્દનો ઉચ્ચાર ખોટો કરે તો શું તમે કદી એમ કહેશો કે "હે રાજા સાહેબ, એ શબ્દનો ઉચ્ચાર તમે બરાબર કર્યો નથી?"

ઘણા શિક્ષકો એમના વર્ગમાં એવા કાન માંડીને ઊભા રહે છે કે વિદ્યાર્થીની પહેલી જ નાનામાં નાની ભૂલ થતાં જ જેમ

નાનાં મરઘીનાં બચ્ચાં પર સમડી ઊતરી પડે તેમ એ વિદ્યાર્થી પર કૂદી પડે છે. વર્ગના વિદ્યાર્થીઓ અને શિક્ષક વચ્ચે યુદ્ધ-સંગ્રામ થઇ પડે છે, અને એ વાતાવરણ વધીને અચળ દુશ્મના-વટના રૂપમાં ફેરવાઈ જાય છે. મૂખપાઠ સામાન્ય ભલા માટે સહકારથી થવાને બદલે નિમંત્રણ આપવા જેવો બની જાય છે. મારી જિંદગીમાં મેં ત્રણ નિર્દય "સમડીઓ" જોઇ છે, અને તે એક સંસ્થાના શિક્ષકો તૈયાર કરનાર કૉલેજના પ્રોફેસરો હતા! અત્યારે પણ ત્રીસ વરસ પછી એમનું સ્મરણ થતાં જ કંપી ઊઠું છું. મોટા પ્રમાણના વિદ્યાર્થીઓ ઠોઠ બની જાય છે એનું કારણ કે આવા શિક્ષણથી તેઓમાં ગભરાટ ઉત્પન્ન થાય છે અને એમની યાદશક્તિ તથા વિચારશક્તિ નાબુદ થઇ જાય છે. તેઓને ડામ દઇને મૂર્ખ બનાવેલા છે.

જો નિરક્ષર પુખ્ત વયના માણસને તમે એક મિનિટ પણ દુઃખી કરશો તો તે ઊઠીને ચાલ્યો જશે, અને જે કોઈ એને મળશે તે દરેકને ભણવા વિષે ખોટી વાત કરશે. જો એને આનંદી અને ઉત્તેજિત રાખશો તો જ તે પોતાનો અભ્યાસ ચાલુ રાખશે. તેથી આપણે હમેશાં વિસ્મિત અને આનંદી મોં રાખવું જોઇએ, અને એ જલદી આગળ શીખી શકે છે એમાં આપણે ખૂબ રસ લઇએ છીએ એવું એને બતાવવું જોઇએ. આ દુનિયામાં જો કોઇપણ કોઇ વાત બહુ ચાહતું હોય તો એ કે કોઇ એનામાં અદૃશ્ય હીરો શોધી કાઢે. નિરાશારૂપી પક્ષઘાતથી પીડાતા નિરક્ષરને એ ખરે-ખર કેટલો બધો હોશિયાર છે એ કહો તો માથાથી પગ સુધી થરથરી ઊઠે છે. મેં ઘણાં માણસોની આંખોમાંથી આંસુઓ પડતાં જોયાં છે—નવીન આશા ને પ્રેમનાં આંસુઓ. ડેલ કાર્નેગીની "કેવી રીતે મિત્રો બનાવવા અને એમના ઉપર અસર કરવી," એ નામની ચોપડીનો સારાંશ એ છે કે: "લોકો કયી વાતમાં ખૂબ રસ લે છે તે શોધી કાઢો અને તમારા આખા હૃદયથી એની કદર કરો."

જો તમારે અમુક માણસ પ્રત્યે તિરસ્કાર હોય તો તેને કદી

શીખવશો નહિ. નિરક્ષર ચોપડીઓ વાંચી શકતો નથી, પણ એ મનુષ્યહૃદય વાંચી શકે છે, અને એક પળમાં જ એ જાણી જાય છે કે તમારા ચહેરા ઉપરનું હાસ્ય ભ્રાતૃભાવ પ્રદર્શિત કરે છે કે કેમ. તેઓ હાલમાં કેવા છે તે ઉપર ધ્યાન આપીને નહિ, પણ તમારી મદદથી તેઓ કેવા બની શકે એ કલ્પીને તમારે લોકોને ચાહતાં શીખવું જોઇએ. મારી પોતાની વાત કહું, તો હું હમેશાં મારા વિદ્યાર્થી માટે પ્રાર્થના કરું છું, અને એના માટે સુંદરમાં સુંદર સ્વપ્ન સેવું છું, અને મનમાં વિચારું છું કે જો આ માણસને પૂરેપૂરી તક આપવામાં આવે તો ઇશ્વર એને કેવો અજાયબ માણસ બનાવે! હું મનમાં પ્રાર્થના કર્યા કરું છું, કે "હે ઈશ્વર, આ મારા વિદ્યાર્થીને એના જીવનમાં નહિ મળેલી એવી મહાન ઘડી આપવામાં અને એના માટે તારી જે કંઈ આશા છે તેનો આરંભ કરાવવામાં મને સહાય આપ." વિદ્યાર્થી ઉપર જે અસર કરે છે તે વિચાર સંક્રમણ છે કે આપણા મોં ઉપરનું મીઠું સ્મિત છે એ અમે જાણતા નથી, પણ ગમે તે કારણ હોય, એ એની આંખોમાં કોઈ નવું જ તેજ લાવી પ્રત્યુત્તર આપે છે, અને એની વાણીમાં આત્મવિશ્વાસનો નવો જ સૂર જણાય છે. એ પોતાની છાતી બહાર કાઢે છે, અને એ જન્મ્યો ત્યારથી આજે જ પોતાના આત્માની આવી મહાન જાગૃતિ જોઇને આનંદથી હસે છે. મારી બાજુએ બેઠેલા સેંકડો નિરક્ષરોમાં આ નવીન જાગૃતિ આવેલી જોઇ મને અતિશય આનંદ થયેલો છે, એ વિષે શાક્ષી આપ્યા વિના ચાલી શકે એમ નથી. એવી હું ભલામણ કરતો નથી કે નિરક્ષર લોકોને શીખવવું એ કેળવાયેલા માણસોની ફરજ છે, પણ જિંદગીના એ ઉત્તમ આનંદના એક મૂળ તરીકેની હું એવી ભલામણ કરું છું.

કોઇ વાર નિરક્ષરો આ આનંદમય અનુભવની વચમાં થોભી જઈને પૂછે છે: "કંઇ પગાર લીધા વિના તમે મને કેમ આવી સરસ રીતે ભણાવો છો?" હું એમને કહું છું કે: "મેં ઇસુ ખ્રિસ્તના જીવનવૃત્તાંતનો અભ્યાસ કર્યો છે, અને એના

જીવનમાં મેં એ જોયું કે તે દિવસની હરેક ઘડી કોઇકને મદદ કરવામાં ગાળતો હતો : સવારે ઊઠતો ત્યારથી તે રાત્રે નિદ્રાવશ થતો ત્યાં સુધી દરેક પળ એ શિક્ષણ આપતો, સાજા કરતો, હિંમત આપતો, રક્ષણ કરતો, લોકોને પાપથી બચાવતો. એ જીવવાની સુંદર રીત છે. જો આપણે બધાં એક બીજાં સાથે એવી રીતે વર્તીએ તો આપણી દુનિયા સ્વર્ગ બની જાય. જ્યારે હું કોઇને મારવાનો કે એના પૈસા લૂંટી લેવાનો યત્ન કરું ત્યારે હું પોતાને અધમ ગણું છું અને હું ખરેખર અધમ છું જ. પણ જ્યારે હું મારો બધો વખત લોકોને શીખવવામાં ગાળું છું અને એમના ચહેરાઓ ઉપર આનંદ છવાયેલો જોઉં છું ત્યારે મારું હૃદય આનંદથી ભરાઇ જાય છે. તમે આ પાઠ શીખી રહો પછી હું એવું ઈચ્છું છું કે તમે બીજાંને એ શીખવો અને પછી તમારું હૃદય પણ હર્ષનાં ગીતો ગાશે !"

આ પ્રકારની સ્વયંસેવકોની સાક્ષરતા ઝુંબેશનાં કેટલાંક આકર્ષણોમાંનું એક એ છે કે લોકો શીખવવાથી તેમજ ભણવાથી જે આનંદકારક અનુભવ થાય છે તે મેળવે છે. પગાર વિના જેમ જેમ આપણે વધારે માણસોને પરસ્પર મદદ કરવાનો આગ્રહ કરીશું તેમ તેમ આપણે ખરેખરા આશીર્વાદિત મનુષ્યના સમાજ તરફ પ્રગતિ કરીશું. આ પરસ્પર મદદ અને પ્રેમનો માર્ગ જ દુનિયાની આશા છે. આપણે ફક્ત ભાષણોથી કે ઉપદેશોથી દુનિયાને નવી બનાવી શકતા નથી ; "પ્રત્યેક બીજા એકને શીખવે" એવી રીતે આપણે લોકોને પ્રેમભરી સહાયની પ્રવૃત્તિઓમાં રોકીએ છીએ, અથવા સહકારી મંડળીઓ સ્થાપીએ છીએ, અને એમ તેઓ પ્રેમથી કૃત્ય કરવાનું શીખે છે. "કૃત્ય વડે શીખવું" એ આધુનિક કેળવણીનો એક મુખ્ય સિદ્ધાંત છે.

મોટા ભાગના શિક્ષકોએ જે એક કૂટેવ પર જીત મેળવવાની છે તે એ કે જ્યારે વિદ્યાર્થી વાંચે છે ત્યારે શબ્દ બતાવવા માટે આંગળીઓ કે પેન્સીલનો વધારે પડતો ઉપયોગ કરવામાં આવે છે તે. શિક્ષકની આંગળી ખરા શબ્દની શોધમાં ગભરાતાં આમતેમ

ફરવી જોઇએ નહિ, કેમકે વિદ્યાર્થીની નજર એની પાછળ પાછળ આવે છે, અને ગૂંચવણમાં પડી જાય છે. વિદ્યાર્થીની નજર તમારે ક્યાં ઠારવવી છે એ જ્યાં સુધી નક્કી ન કરો ત્યાં સુધી તદન સ્વસ્થ રહેવું. પછી ધીમેથી એવી રીતે તમારી આંગળીના વળાંક લો કે વિદ્યાર્થીની નજર પાછળ પાછળ સહેલાઈથી આવી શકે. હડસેલા વિનાના ધીમા વળાંક મોહક લાગે છે.

કેટલાક માણુસોને હાથકડીઓ પહેરાવી હોય તોજ સારી રીતે શીખવી શકે. જાણે પોતે વિદ્યાર્થી કરતાં કેટલા ચપળ અને હોશિયાર છે એ બતાવવામાં સારી જાતનું શિક્ષણ સમાતું હોય એમ પાઠ વાંચતાં વિદ્યાર્થી સહેજ પણ અટકી જાય તો તરતજ પોતાની ધ્રૂજતી લાંબી આંગળીનો ઉપયોગ કરવાની તક માટે તેઓ હમેશાં તત્પર જ રહે છે. આ બધું ખરેખર ખોટું છે. આપણે કેટલા ચઢિયાતા છીએ એ સાબિત કરવા યત્ન કરતા નથી, પણ વિદ્યાર્થી કેટલો હોશિયાર છે તેની એને ખાતરી કરી આપવાનો યત્ન કરીએ છીએ.

બીજી અગત્યની શિખામણ આ છે: વિદ્યાર્થી જે શબ્દ વાંચે તે ફરી તમારે બોલવો નહિ. જો તે "મગન" ખરું વાંચે તો તમારે "મગન" ફરી બોલવું નહિ. એથી જાણે તમે એના ઓછા જ્ઞાન તરફ તેનું ધ્યાન ખેંચો છો એ એને ગમતું નથી. વળી એથી વખતનો વ્યય થાય છે. લગભગ દરેક શિક્ષક અજ્ઞાનપણે આ શિખામણનું ઉલ્લંઘન કરે છે. જ્યારે તમે આવી ભૂલ કરો ત્યારે તેનું સ્મરણ કરાવવાનું પાસે ઊભેલા કોઈએકને કહેવું. એથી તમે જોશો કે એ કૂટેવ તૂટવાથી તમારું શિક્ષણ પ્રગતિમાન અને આનંદક બન્યું છે.

એક પળ કે એક શબ્દ ગુમાવવાં નહિ. નિરક્ષર પ્રૌઢની બાબતમાં પહેલી પંદર મિનિટ ઘણી જ કીમતી છે. જે પાઠ બહુ જ ઝડપથી શીખવી શકાય એ જ પાઠ સૌથી ઉત્તમ કહેવાય. વિદ્યાર્થીને ખ્યાલ પણ ન આવે કે પાઠ પૂરો કર્યો તે પહેલાં જો પાઠ પૂરો થાય તો તે પાઠ ઉત્તમ કહેવાય. આમ થાય છે ત્યારે

વિદ્યાર્થી અજાયબીના ઉદ્ગાર કાઢે છે, "આટલું સહેલું વાચન મેં કદી જોયું નથી!" તમારે કહેવું, કે "હા, **તમારા** માટે એ સહેલું છે, કેમકે તમે એટલા બધા હોશિયાર છો!"

પાઠ શરૂ કર્યા પહેલાં તમારે નાનું સરખું પણ ભાષણ આપવાના પરીક્ષણમાં પડવું નહિ. કોઈ પણ નિરક્ષર પ્રૌઢ, જો એનું મન બીજી બાબતોને લીધે ચિંતાગ્રસ્ત ન હોય તો, એક જ પળના યોગ્ય ઉપયોગથી ભણવા પ્રેરાય છે. ચિત્રોનું આકર્ષણ અને ઘણીજ ઝડપી પ્રગતિને લીધે એ આગળ જ વધતો જશે. એ કંટાળી જશે કે બંધ કરી દેવાનો ખ્યાલ કરશે તે પહેલાં તો તે પાઠ પૂરો કરી દેશે.

હિંદુસ્તાનમાં આ બાબતની બેવડી અગત્ય છે. કેમકે નિરક્ષરો ઘણી જ અંગમહેનત કરે છે, અને અભ્યાસ માટે નહિ જેવો વખત કે નહિ જેવી શક્તિ રહે છે. તેઓને પૂરતો ખોરાક મળતો નથી, તેમજ ખોરાકનું સમતોલપણું પણ હોતું નથી. આથી વીસ મિનિટમાં એનું મગજ થાકી જાય છે. જે શિક્ષણ વીસ મિનિટ કરતાં લાંબો વખત ચાલે છે તે આ ચોપડીમાં આપેલા નિયમોનું ખંડન કરે છે.

હિંદુસ્તાનમાં કેટલાંક પાઠયપુસ્તકો કેવી રીતે એકનીએક વાતની પુનરુક્તિ કરાવવી (to drill) એ બતાવે છે, પણ એકની-એક વાતની પુનરુક્તિ અરુચિકર લાગે છે. આગળ પાછળના પાઠોમાં જે વાંચી ગયો હોય છે તેનું પુનરાવર્તન થાય છે તેથી પુનરુક્તિની જરૂર નથી. પ્રૌઢો પ્રગતિ ચાહે છે. સરળ ને સહેલું હોય ત્યાં સુધી જેમ વધારે ઝડપથી તેઓ વાંચે તેમ એમને માટે વધારે સારું છે. જો વિદ્યાર્થી થોડી મહેનતે થોડા વખતમાં વિશાળ ક્ષેત્ર ઉપર ફરી વળે તો એથી એનામાં જે આનંદ ને હર્ષ ઉત્પન્ન થાય છે તેજ એને બીજો પાઠ શીખવા ખેંચી લાવશે.

"દૈનિક જીવનનું માનસશાસ્ત્ર"નો લેખક સીગમન્ડ ફ્રૂયુડ પાઠ-ને આનંદક બનાવવાનું બીજું કારણ બતાવે છે. ફ્રૂયુડ એવું

સાબીત કરે છે કે આપણે આનંદક બનાવો યાદ રાખીએ છીએ અને જે કંઇ અરુચિકર કે દુઃખકર છે એ બધું ભૂલી જવાને દોરાઈએ છીએ.

પ્રૌઢના માર્ગમાંથી બાજુએ રહો, એ બાળકો કરતાં વધારે ઝડપથી શીખશે એ નિર્વિવાદ વાત છે, પરંતુ એ કેટલી ઝડપથી અને કયી રીતે સારી પેઠે ભણશે એની કોઈપણ આગાહી આપી શકે એમ નથી. જ્ઞાનમાં ને માનસિક ચપળતામાં જેટલાં બાળકે એકબીજાથી જુદાં છે તે કરતાં પ્રૌઢો વધારે જુદાં હોય છે. "પ્રત્યેક એકને ભણાવે" એ પદ્ધતિ કેમ પસંદ કરવા યોગ્ય છે એનું અ પણ એક કારણ છે. લગભગ હરેક અભણ માણુસ થોડા ઘણુ અક્ષરો ઓળખી શકે છે, અને કેટલાક તો બધા જ અક્ષરે ઓળખે છે, ફક્ત શબ્દો વાંચી શકતા નથી. વિદ્યાર્થીનિ ઇચ્છા વિરુદ્ધ તમારે એને અટકાવી રાખવો નહિ કે આગળ હડસેલવો નહિ. એને પોતાને જ આગેવાની લેવા દો અને એની જ ગતિએ વધવા દો. જો એમ કરશો તો જ તે ખૂબ ખુશી થશે અને ઉત્તમ પ્રગતિ પણ કરશે. એનો સ્વભાવ અને એની પ્રકૃતિને અનુસરીને કામ કરો.

એ જે જાણે છે તે તેને કહો નહિ. એ જવાબો ન આપી શકે એવા પ્રશ્નો પૂછવા નહિ. એ શું શીખ્યો છે એ શોધી કાઢવા કોઇ જાતની તપાસણી કે પરીક્ષા લેવી નહિ. એની દરેક નિષ્ફળત જે નિરાશાના કલણમાંથી તમે એને બહાર ખેંચી લાવવાના યત્ન કરો છો તેમાં વધારે ને વધારે પાછો ધકેલે છે. એ બીજાને શીખવે તે જ એની પૂરતી કસોટી છે.

જ્યારે જ્યારે એ થોભી જાય ત્યારે ત્યારે તમારે એકદમ મદદ આપવી નહિ. પણ એ સાથે એટલી વાર થોભવા ન દે કે તે મૂંઝવણમાં આવી પડે. વિદ્યાર્થી જો કાંઇ ભૂલી ગયો હોય તો બહુ તડૂકીને, કે ભવાં ચઢાવીને, કે મોં કસાણું કરીને "તમે કેમ ભૂલી ગયા?" એવો પ્રશ્ન પૂછીને કહેવું નહિ. પણ ધીરે સાદે કહેવું.

કદી એક પ્રશ્ન બે વાર પૂછવો નહિ. જો ઉત્તર આપતાં વિલંબ થાય તો એકદમ તમારે ઉત્તર આપવો. એક પળ પણ એને શરમાવાનું કે બેચેન રહેવાનું કારણ ઊભું કરવું નહિ. આને માટે વિનય અને કલ્પનાશક્તિ આવશ્યક છે.

હજારો અખતરાઓથી એ સાબીત થયું છે કે બાળકને શીખવવા જેટલો વખત જોઈએ તેના કરતાં પ્રૌઢને શીખવવા ઓછો વખત જોઈએ. આનું કારણ એ છે કે પ્રૌઢ માણસનું શબ્દભંડોળ મોટું હોય છે, અને જૂના પરિચિત શબ્દો કેવા દેખાય છે એજ ફક્ત એને શીખવાનું છે, જ્યારે બાળકને આરંભથી જ શબ્દભંડોળ ઊભું કરવાનું હોય છે.

પ્રૌઢ માણસની સ્મરણશક્તિ કદાપિ બાળકના જેટલી તેજ નહિ હોય (૪૫ વરસની વયે ઓછું સ્મરણશક્તિ રહે છે), બાળક કરતાં એની વિચારશકિત (તર્કશકિત) દશગણી વધારે સારી હોય છે. જો પાઠો અને શિક્ષણ સ્મરણશક્તિ ઉપર ઓછા અને તર્કશક્તિ ઉપર વિશેષ અવલંબે તો ઘણા પુખ્ત વયસ્થોની પ્રગતિ આપણને દિગ્મૂઢ બનાવી દે એવી હોય છે.

જો વિદ્યાર્થીને બગાસાં આવે, તો આપણે તરત જ વાંચન બંધ કરી દેવું અને એને લખવાનું કહેવું. જ્યારે વિદ્યાર્થી થાકેલો છે ત્યારે એને શીખવવું નિરર્થક છે. જો આવું વારંવાર બને તો એ ઉપરથી એમ સમજવું કે પાઠો નિરસ છે, અથવા ઘણું કરીને શિક્ષકે જીભનો વધારે પડતો ઉપયોગ કર્યો છે.

પ્રૌઢ શિક્ષણની સાઠ ટકા સફળતાનો આધાર શિક્ષકના હાવભાવ ઉપર આધાર રાખે છે. શિક્ષકનો ઉત્સાહ બહુ જ અગત્યનો હોવાથી જો એ થાકી જાય તો એણે શીખવવું નહિ. શ્રમ અને થાકનાં ચિન્હોથી ભરેલા કેટલાય કલાકો શીખવવા કરતાં પ્રફુલ્લિત ચહેરે એક કલાક શીખવવું એ વત્તું સારું છે.

ઝુંબેશના સંચાલકે ભરોસો (કે વિશ્વાસ) ઉત્પન્ન કરવો એ ખાસ અગત્યનું છે. એણે હંમેશાં ઉત્તેજિત હોવું જોઈએ. જો

એ મોડી રાત સુધી જાગ્યો હોય કે એનું માથું દુખતું હોય, કે અજીર્ણ હોય કે વિપત્તિ માથે આવી પડી હોય, તો જ્યાં સુધી ઉત્તમ રીતે કામ કરી ન શકે ત્યાં સુધી એણે ક્યાંક છુપાઇ જવું જોઇએ. જેવાં સંચાલકનાં હશે તેવાં જ સ્વેચ્છાથી કામ કરનાર શિક્ષકોના હાવભાવ અને વર્તન થવાનાં. તેથી સંચાલકની પસંદગી કરતાં ખૂબ કાળજી રાખવી જોઈએ. ઉલ્લાસી હૃદયવાળો અને કુદરતી રીતે જ વિનયી હોવો જોઇએ. નિરક્ષરતા-નિવારણની ઝુંબેશમાં વિશ્વાસ, આશા ને પ્રીતિ આ ત્રણેની જરૂર છે; આ ત્રણેમાં પ્રીતિ સર્વોત્તમ છે. પ્રીતિનું સ્થાન પૂરે એવું બીજું કંઇ જ નથી. જો એ નિષ્ફળ જાય તો સઘળું નિષ્ફળ જાય છે.

## સારાંશ

દુ:ખની સાથે અમારે શિક્ષકોને ચેતવણી આપવાની જરૂર છે કે અથથી ઇતિ સુધીની પ્રગતિ તેઓ જે કંઇ ટ્રેનિંગ કૉલેજમાં ભણેલા છે તે નથી. એમાં અને આમાં મુખ્ય તફાવતો આ છે:—

૧. આપણે એકી વખતે એકને શીખવીએ છીએ.
૨. આપણે બની શકે તેટલું ઓછું બોલીએ છીએ, વખત ગુમાવતા નથી.
૩. વાંચનના પાઠો ઉપર જે લખેલું છે તેજ વંચાવીએ છીએ. એ સિવાય કશું વધારાનું કરતા નથી.
૪. પંદર મિનિટમાં આપણે કામ પૂરું કરીએ છીએ.
૫. આપણે વિદ્યાર્થીઓ એકબીજાને શીખવે એવી ખાસ કાળજી રાખીએ છીએ.
૬. આપણે એકની એક વાત વારંવાર વંચાવતા કે લખાવતા નથી.
૭. આપણે કદી "ના" કહેતા નથી.
૮. આપણે શિષ્ત પાળતા નથી.
૯. આપણે આપણા પાઠો આનંદ સાથે ભણે એવા બનાવીએ છીએ.

૧૦. આપણે આપણા વિદ્યાર્થીઓ રાજા હોય એમ તેમની સાથે વર્તાવ કરીએ છીએ.

૧૧. આપણે વૃક્ષો, પરસાળો, વાડ, વગેરે વર્ગની જગા બનાવીએ છીએ; અને કોઇપણ કલાક કે ઘડી નિશાળનો સમય છે.

૧૨. આપણે હરેક ભણેલા માણસને તાલીમ લીધા વિના ભણાવવાનું ઉત્તેજન આપીએ છીએ. સંચાલકનું મુખ્ય કર્તવ્ય એ છે કે તે બીજાં માણસોને ભણાવવાને ઉત્તેજિત કરે.

૧૩. નિરક્ષરો પરસ્પર શીખવી શકે છે. એમને શીખવવા દો.

આ વાંચનાર ઘણા શિક્ષકો કહેશે કે "મને કેટલાંય વરસોનો શીખવવાનો અનુભવ છે, અને કેવી રીતે શીખવવું એ હું જાણું છું. આ મૂર્ખાઈની વાત છે." વારુ, તો બીજા કોઇ પાઠો લઇ જૂની પદ્ધતિએ શીખવો. આ અમારા પાઠો નિરર્થક બનાવશો નહિ. કેમકે અમારા પાઠો આ રીતે શીખવવા રચાયા છે. પાઠ ને પદ્ધતિ સચોટ બંધબેસતાં આવે છે, જેમ હાથનાં મોજાં હાથ પર આવી જાય છે તેમ.

કેટલી ઉંમરે પ્રૌઢ માણસો ભણી ન શકે? એનો ઉત્તર આ છે. "જ્યાં સુધી તેનું મગજ ને આંખો સારાં છે ત્યાં સુધી તે ભણી શકે છે." આપણે : . : . આ પ્રમાણે છ ટીપકાં પાસે પાસે મૂકીએ છીએ, અને ચાળીસથી ઉપરની વયના વિદ્યાર્થીને એ કેટલાં ટીપકાં છે એ પૂછીએ છીએ. જો એ ખરો આંકડો બતાવે તો તે ભણી શકે છે. જો ન કહી શકે તો તેને ચશ્માની જરૂર છે.

સાઠ વરસથી ઉપરની વયના ઘણા નિરક્ષરો વાંચતાં શીખ્યા છે. નીચેની વાર્તા લાક્ષણિક છે:

## ૭૦ વરસનો બૂઢો ભણે છે

બતાલા જીલ્લાના ઘુમેન નામના ગામમાં દેવીયા નામે એક ગામનો આગેવાન રહે છે. એને પૂછવામાં આવ્યું કે શું તમને

વાંચતાં શીખવું છે? પહેલાં તો એ હસી પડયો. આ પ્રશ્ન જ એને મૂર્ખાઈભર્યો લાગ્યો: એ લગભગ સિત્તેર વરસની ઉંમરનો હતો, સૂર્યના પ્રખર તાપમાં ઘણાં વરસોથી કામ કરવાથી એની આંખોનું તેજ ઝાંખું પડયું હતું. "તમારે ચંદ્રમા ખીસ્સાની ઘડિયાળ માટે જોઇએ છે?" એ પ્રશ્ન જેટલો હાસ્યજનક લાગે છે તેટલો જ પેલો પ્રશ્ન પણ એને માટે હાસ્યજનક હતો. પણ એની આગળ ચોપડી ધરવામાં આવી. એના મોટા અક્ષરો એ નરી આંખે જોઈ શકતો હતો. શંકાશીલ મને ખભા હલાવતો તે બેઠો અને સૂચના પ્રમાણે વાંચવા લાગ્યો. અર્ધા કલાકમાં કેટલાંક ચિન્હો એણે ઓળખી લીધાં, અને આખા પાના ઉપર દેખાડવા લાગ્યો. એના ઉચ્ચાર અને અર્થ પણ એ શીખ્યો. આમ છતાં પણ એના મનનો સંદેહ ગયો નહિ. બીજે દિવસે વર્ગમાં એ હાજર રહ્યો નહિ; એને બોલાવવા એક માણસ મોકલ્યો. આ વૃદ્ધ માણસ આવ્યો ત્યારે તેના મોં ઉપર શરમ હતી ને આંખોમાં એક જાતની બીક હતી. અમે એને કહ્યું, કે બીવાની કશી જ જરૂર નથી. એકાદ બે ભૂલો થશે તોપણ કોઇ હસશે નહિ. આ સાંભળી એનો સ્વમાન હણાવાનો ભો હતો તે મટી ગયો. પછી એ બીજો અર્ધો કલાક બેઠો અને બીજા વિદ્યાર્થીઓની સાથે કામ કર્યું. એને પોતાને ખૂબ અચંબો લાગ્યો! આ અર્ધો કલાક પૂરો થયો તે પહેલાં એ એક સહેલું વાકય વાંચતો હતો! ત્રીજા દિવસે તો દેવીઆ અમારો એક બહુ જ ઉલ્લાસી વિદ્યાર્થી-ઓમાંનો એક હતો, આમતેમ બધે જ પોતાની ચોપડી લઇ જતો, અને દૃઢ નિશ્ચય તથા બળ સાથે એ વાંચન કરવા લાગ્યો. પ્રૌઢ શિક્ષણની ચળવળને દેવીઓ હાલ ખૂબ જ પ્રોત્સાહન ને ઉત્તેજન આપે છે, તેમજ પોતાના ગામનાં બીજાં અભણોને તે જાતે ભણાવે છે.

---

પ્રકરણ ૫મું

# નાના ગામડામાં કેવી રીતે પ્રૌઢ શિક્ષણની ઝુંબેશ શરૂ કરવી

## ૧. ગ્રામ્ય ઝુંબેશના સંચાલકની પસંદગી

કોણ ગ્રામ્ય ઝુંબેશનો સંચાલક બની શકે એ પ્રશ્નનો ઉત્તર બીજી કોઈ પણ બાબત કરતાં એના વ્યક્તિત્વ ઉપર વધારે આધાર રાખે છે. સંચાલક તરીકેની આવડગત ચોપડીના આધારે કે પરિષદોની મારફતે શીખવી શકાય, પરંતુ આનંદી વ્યક્તિત્વ પોતાના ભાઈઓ પ્રત્યેના સાચા પ્રેમથી ભરેલા માયાળુ હૃદયમાંથી સૂજે છે. કોઈ ગામમાં નિશાળનો શિક્ષક સંચાલક તરીકે ઉત્તમ હોઈ શકે, પણ હરેક ઠેકાણે એવું બને નહિ. "પ્રત્યેક જણ બીજા એકને શીખવે" એ પ્રકરણમાં બતાવેલી મુશ્કેલીઓ અહીં પણ લાગુ પડે છે. પહેલું, જો શિક્ષક નિશાળમાં ઉત્તમ રીતે કામ કરતો હશે તો નિશાળ છૂટયા પછી એ ઘણો થાકી ગયેલો હશે. જો એ એવો શિક્ષક હશે કે જે પોતાની નિશાળની ફરજો પ્રત્યે નિષ્કાળજી રાખે છે તો નિરક્ષરતાનિવારણની ઝુંબેશ પ્રત્યે પણ એ નિષ્કાળજી રાખશે. બીજું, સંચાલકનું કામ કરનાર શિક્ષક અજાણતાં પ્રૌઢોની સાથે બાળકો જેવો વર્તાવ કરે અને પોતાનું મગરૂરી વલણ બતાવીને એમનું સ્વમાન હણે એ બનવા જોગ છે. વર્ષોથી પડેલી ટેવ એકદમ તોડવી મુશ્કેલ છે, અને બાળકો સાથે વાપરેલો "નિશાળના મહેતાજીનો સાદ" બદલીને પ્રૌઢોને ભણાવતાં "મિત્રો પરસ્પર સાદ વાપરે" એ સાદ વાપરવો ખરેખર મુશ્કેલ છે. ત્રીજું, હિંદુસ્તાનની પોણા ભાગની શાળાઓના શિક્ષકો કંટાળાભરી પુનરુક્તિ (એક જ વાત વારંવાર બોલાવવી

કે લખાવવી )નો ઉપયોગ કરે છે. વળી એમની પ્રગતિનું પ્રમાણ એટલું મંદ હોય છે કે જાણે તેઓ ખોડંગતા ચાલતા હોય, અને એ પ્રૌઢોને રુચતું નથી. એ શિક્ષકો એમ માને છે કે નવી કાર્ય-પદ્ધતિઓ કરતાં એમના અનુભવો વિશેષ કીમતી છે.

ચોથો વિક્ષેપ એ છે કે હિંદુસ્તાનના શિક્ષકો ભણાવતી વખતે છાપેલા પાઠો ઉપરાંત પોતાનાં બેહદ ભાષણોનો ઉમેરો કરે છે. સાચે જ હિંદુસ્તાનનું શિક્ષણ "ભાષણો" કહેવાય છે એમાં કંઈ ખોટું નથી. પરંતુ આ ચોપડીમાં વર્ણવેલા પ્રૌઢો માટેના પાઠોને ભાષણની જરૂર રહેતી નથી. છાપેલા પાઠો ઉપરાંત કશું જ વધારે શીખવવામાં આવતું નથી, અને બહુ જ જુજ શબ્દોનો ઉપયોગ કરવો પડે છે. આ વાત સ્પષ્ટ છે કે સામાન્ય ગ્રામ્ય શાળાનો શિક્ષક ઝુંબેશનો કાર્યકર્તા કે સંચાલક બને તે પૂર્વે તેણે પોતાની શીખવવાની ઘણી જૂની રીતો ભૂલી જવી જોઇશે. બીજા ભવિષ્યમાં થનાર સંચાલકોની સાથે એણે પણ એકાદ તાલીમ આપનાર વર્ગમાં હાજરી આપવાની જરૂર છે. આ પ્રમાણે કહેવાનું પરીક્ષણ બહુ સામાન્ય છે: "એ ટ્રેઇન્ડ શિક્ષક છે અને એને તાલીમની કશી જ અગત્ય નથી." જો એને ભણાવી શકાય એવો એ શિક્ષક હોય તો એની પસંદગી ઉત્તમ કહેવાય. પણ જો એ એમ માનતો હોય કે એને તાલીમની જરૂર નથી, કેમકે એ બધું જાણે છે તો તેને કામમાં લેશો નહિ.

ગ્રામ્ય ઝુંબેશના સંચાલકની પસંદગી માટે આપણે બીજા ધંધાદારી અને વર્ગના માણસો તરફ પણ નજર રાખવાની છે. કદાપિ કૉલેજનો કોઇ વિદ્યાર્થી પોતાની શનિવારની રજા અને ઉનાળાના બે મહિનાની રજા આ કાર્યમાં વાપરવા તૈયાર હોય. જબલપુરમાં રોબર્ટસન કૉલેજના વિદ્યાર્થીઓ કરે છે તેમ જો આવા કૉલેજના વિદ્યાર્થીઓની બાર કે વીસ વિદ્યાર્થીઓની ટોળી અઠ-વાડિયામાં એકવાર, ખાસ કરીને દર શનિવારે કે રવિવારે જાય તો આવા એક દિવસના ડહાપણભરેલા ઉપયોગથી સફળ ઝુંબેશ ચલાવી શકાય, અથવા વિદ્યાર્થીઓ નજદિકનાં ગામડાંઓમાં દર સાંજે

સાંજે જાય, અને વારાફરતી જાય. આથી દરેક વિદ્યાર્થીને આરામ મળશે અને એકના ઉપર જ બધો બોજ આવશે નહિ. આ રીત નાગપુરની હીસ્લોપ કૉલેજ સફળતાપૂર્વક વાપરે છે. હિંદુસ્તાનની કેટલીક પ્રૌઢ શિક્ષણશાળાઓમાં સર્વોત્તમ શિક્ષણ કૉલેજના પુરુષ ને સ્ત્રી વિદ્યાર્થીઓ આપે છે.

સંચાલકો તરીકે કામ કરી શકે એવા માણસો સહકારી મંડળીઓના સુપરવાઇઝરો, કૉન્સ્ટેબલો (સિપાઇઓ), કે ગામડાંના અન્ય અમલદારોમાંથી પસંદ કરી શકાય છે. નર્સો પણ ઘણું ઉત્તમ કામ કરી શકે એમ છે—સ્ત્રીઓ પણ માણસોની પેઠે જ ઝુંબેશ સારી રીતે ચલાવી શકે છે. હિંદુસ્તાનમાં એક સાથે બે ઝુંબેશો ચલાવવાની જરૂર છે—એક પુરુષો માટે, બીજી સ્ત્રીઓ માટે. મુસલમાન ધર્મની અને હિંદુ ધર્મની કેટલીક રૂઢીઓને લીધે નજદિકનાં કુટુંબીજનો સિવાય પુરુષો બહારની સ્ત્રીઓને શીખવી શકતા નથી.

હાઇ સ્કૂલો અને કૉલેજોમાં ભણેલા વિદ્યાર્થીઓ ગામમાં કે ગામની નજદિકમાં રહેતા હશે. જાગીરદારોના છોકરાઓ અને છોકરીઓ ઘણી વખતે કેળવાયેલાં, પ્રગતિશીલ અને તેઓના આધુનિક વિચારોને કૃત્યમાં મૂકવા આતુર હોય છે. તેમનાં માતપિતાઓના મનમાં જે ભીતિ અને સંશય હોય છે તેને તેઓ અજાણ્યા માણસો કરતાં સારી રીતે નાબુદ કરી શકશે, અને આ કંઇ નાનોસૂનો લાભ નથી; કેમકે વિરોધી જમીનદારો હિંદભરમાં ઝુંબેશોને અટકાવે છે કે નિષ્ફળ બનાવે છે. તેઓને એ ભીતિ છે કે જો નિરક્ષરોને સાક્ષર બનાવવામાં આવશે તો અસંતોષ અને વેતનની મુશ્કેલીઓ ઉપસ્થિત થશે.

જે જગાએ આખું ગામ એક જ પ્રકારની રાજકિય ચળવળ-માં જોડાયેલું છે ત્યાં એ પક્ષનો આગેવાન નિરક્ષરતાનિવારણની ગ્રામ્ય ઝુંબેશનો ઉત્તમ સંચાલક બની શકે. જ્યાં બધાં જ માણસો એક જ ધર્મ પાળનારાં છે ત્યાં માયાળુ અને સાર્વજનિક હિત જોનાર ધર્મગુરુ કે બીજો કોઇ ધર્મને અંગે કામ કરનાર માણસ

ઘણો જ લાભદાયી થઇ પડે. ખ્રિસ્તી સુવાર્તિકોમાં સ્ત્રી સુવાર્તિકો, ડીકનેસો, સાધ્વીઓ, પાળકો અને એમની પત્નીઓ તથા મંડળીના અન્ય અધિકારીઓ ઉત્તમ આગેવાનો બને છે. દેશમાં જેમ જેમ સાક્ષરતાનું પ્રમાણ વધતું જશે તેમ તેમ બીજા ધર્મગુરુઓ પણ બેશક આ કાર્યમાં એટલાજ રસ લેતા અને મહેનતુ બની જશે.

ઘણા માણસો વકીલો થવાનું શિક્ષણ લીધા પછી બેકાર જેવા હોય છે, અને તેઓ પોતાના દેશના ભાઈઓને સહાય કરવાની તક મળવાથી ખુશી થશે. ઘણી જગાએ સાઠ ને સિત્તેર વરસનાં નિવૃત્ત સ્ત્રીપુરુષો ગ્રામ્ય ઝુંબેશનાં સંચાલકો બની શકે. હિંદુસ્તાનમાં વૃદ્ધાવસ્થા આબરૂ અને સન્માન પામે છે. મહાત્મા ગાંધીની અજાયબ આગેવાની આપણને એ બતાવે છે કે ઘણા વૃદ્ધ માણસો આ કાર્યમાં પણ આગેવાની આપી શકે છે. એમનાં છેલ્લાં અને ડહાપણથી ભરેલાં વરસો નિરર્થક જવા દેવા કરતાં હિંદુસ્તાનની પુનર્રચના માટે એમનો ઉપયોગ કરવો એ બહેતર છે—એ હિંદુસ્તાન માટે સારું છે અને વૃદ્ધ સ્ત્રીપુરુષો માટે પણ સારું છે. જો એમની ભૂતકાળની જીંદગીથી તેઓ સંતોષી હોય તો ઉપરની હકીકત શકય છે, પણ જો તેઓનું જીવન કડવાશથી ભરપૂર હોય તો અશકય છે. આટલું કહ્યા પછી, એ કહેવું જોઈએ કે પુરુષ કે સ્ત્રીની ઉંમર કે નોકરી ( યા ધંધો ) અગત્યની વાત નથી, પણ એનામાં વિશાળ પ્રેમ અને અન્યને સમજવાની શક્તિ હોય, તથા દરેક જ્ઞાતિ સાથે સંકોચ રાખ્યા વિના કામ કરવાની શક્તિ હોય એ આવશ્યક છે.

ગ્રામ્ય ઝુંબેશનો સંચાલક પસંદ કર્યા પછી એને સંપૂર્ણ તાલીમ આપવા ટ્રેનિંગ ઈન્સ્ટીટયુટોમાં મોકલવો જોઈએ. આ ચોપડી એ સંચાલક પાસે હોવી જોઈએ, અને જો તે અંગ્રેજી જાણતો હોય તો જે ચોપડીનો આ અનુવાદ છે તે ચોપડી વાંચવી જોઈએ, એનો અભ્યાસ કરવો જોઇએ અને કાયમના ઉપયોગ માટે તેની પાસે હોવી જોઇએ.

## ૨. ઝુંબેશના આરંભ પૂર્વે એક મહિનો

સરકારની નીમેલી કે ખાનગી પ્રૌઢ શિક્ષણની મુખ્ય સમિતિ પાસે ગામડાના માણસોને રસ પડે એવી અને ઉપયોગી બાબતો બતાવનાર મોટાં ચિત્રો અને લખાણો ભીંતોએ ચોંટાડવા પૂરતા પ્રમાણમાં હોવાં જોઇએ. પ્રાંતમાં કોઇ ઉત્તમ કલ્પનાશક્તિવાળા લેખકની પસંદગી કરીને એને ગામડાંના માણસોની અગત્યતાઓનું સંશોધન કરવા અને એનાં નિરાકરણો આપવા અલાયદો કરવો. ઘણી અગત્યતાઓમાં ગામડાંના લોકો જે વસ્તુઓ ખરીદવા ચાહે છે એના છેલ્લા ભાવો, કયાંથી સોંઘાં અને સુધરેલી ઢબનાં હળો ને વધારે ઉપજ આપનાર બી મળી શકે, કરજમાંથી કેવી રીતે બહાર આવી શકાય અને ફરી કરજના કલણમાં જવાય નહિ... વગેરે, આવી શકે. ગામડાના માણસોના સ્થાનિક ધંધારોજગારને અનુસરીને ચિત્રો, વગેરે હોવાં જોઈએ.

ડૉ. એસ. સી. સારકોવ સૂચવે છે, કે ચામડાં તૈયાર કરનારાઓને કેવી રીતે સાધારણ ચામડાંના ટુકડાઓ રંગવા અને ઇંગ્લંડના લીડસ શહેરમાં બનાવવામાં આવે છે તેવાં આકર્ષક તકિયાઓ, શેતરંજીઓ, હાથમાં રાખવાની નાની પેટીઓ, વગેરે બનાવવાનું શીખવી શકાય. નકામાં ચામડાંના ટુકડાઓનો બહુ જુજ કિંમતે બહુ જ બારીક ભૂકો કરીને ઘણું જ ફળદ્રુપ ખાતર બનાવી શકાય છે. આ જાતનું ખાતર હિંદુસ્તાનના ખેડૂતોને હજી મળતું નથી. ભંગીઓને વિષ્ટાને કેવી રીતે દુર્ગંધ મારી નાખીને, બાળીને, અને બીજી રીતે એમાંથી ખાતર તથા ગ્યાસ બનાવી શકાય, એ શીખવવામાં આવે તો તેઓ પોતે આબાદ બની શકે અને એમની જ્ઞાતિઓને પણ આબાદ બનાવી શકે. ડૉ. સારકોવ એવું સૂચવે છે, કે ગામડાંના માણસો ભણવા ઉત્તેજિત થાય માટે શિક્ષકે આવી બાબતો એમને કહેવી જોઇએ. પણ પ્રશ્ન એ છે કે સાધારણ શિક્ષક આટલું બધું કેવી રીતે જાણી શકે? આ તો ખાસ ધંધાને લગતી બાબતો છે અને એ એમાં થયેલા

પ્રવીણો જ યોગ્ય રીતે સમજાવી શકે છે. જે હકીકત આપણે જણાવવા માગીએ છીએ તે જો સાદી ભાષામાં લખવામાં આવે અને ગામડાંનાં ઘરોની ભીંતોએ ચોંટાડવામાં આવે તો જેઓ વાંચી જાણે છે તેઓ વાંચશે અને વાંચનની કિંમત આંકશે. તદુપરાંત, નિરક્ષર સ્ત્રી પુરુષો લોકોના કહેવા ઉપર પૂરો ભરોસો રાખતાં નથી, પણ તેઓની આગળ જે લખેલું **વાંચવામાં આવે છે તે સાંભળીને માને છે.**

એક ઘણું ઉપયોગી ટંગાવવાનું લખાણ આ પ્રમાણે તૈયાર કરી શકાય :

**તમારે વાંચવાની શી જરૂર છે.**

૧. એ માટે કે તમે તમારાં સગાં ને મિત્રો તરફથી આવેલા પત્રો વાંચી શકો અને જવાબ આપી શકો.

૨. એ માટે કે તમે સહી કરી શકો, અંગુઠાનું નિશાન ન કરવું પડે.

૩. એ માટે કે તમે ખત અને દસ્તાવેજો વાંચી શકો અને શાહુકારો, જમીનદારો, વકીલો કે રેલ્વે સ્ટેશન ઉપર ટીકીટો વેચનારા આડતિયાઓથી છેતરાઓ નહિ.

૪. એ માટે કે તમને ખેતી વિષે, ઢોરઢાંક ઉછેરવા વિષે, ઓછા ભાવે વસ્તુઓ કયાંથી મળી શકે, દેવામાંથી કેવી રીતે છૂટાય અને ફરી એમાં પડાય નહિ, સહકારી બેંકો, બાળસંભાળ, ખોરાક, તાત્કાળિક ઈલાજો અને હજારો બીજી અગત્યની બાબતો વિષે ઘણી જ કીમતી માહિતી મળે.

૫. એ માટે કે તમને સારું વેતન મળે.

૬. એ માટે કે તમે વાર્તાઓ, કહેવતો, કાયદાઓ, સંવાદો, નાટકો, સમાચારપત્રો, વગેરે વાંચી શકો.

૭. એ માટે કે તમારું સન્માન વધે અને (જ્ઞાતિમાં) તમારું સ્થાન વધે.

૮. એ માટે કે તમે બીજાઓના શિક્ષક બની શકો.

૯. એ માટે કે તમે સમજપૂર્વક મત આપી શકો.
૧૦. એ માટે કે સભાઓમાં તમે પોતાના વિચારો આપી શકો.
૧૧. એ માટે કે દુનિયાની ગતિની સાથે તમે પણ આવી શકો.
૧૨. એ માટે કે તમે તમારાં છોકરાંને પોતાના જીવનથી અને શિક્ષણથી સારી મદદ આપી શકો.

ગામડાંના માણસોની ભાષામાં છાપેલી સાદી ને સરળ પણ ઘણી કીમતી માહિતી આપનાર ચોપડીઓ જેઓ વાંચી શકે છે તેઓમાં વહેંચવી, અને નિરક્ષરોની આગળ એ વાંચવા કહેવું એ બહુ અગત્યનું છે. આ સઘળું ઝૂંબેશ શરૂ કર્યા પહેલાં એક મહિના અગાઉ થવું જોઇએ.

## ૩. નિરક્ષરતાની તપાસણી

કેટલી પાઠોની ચોપડીઓ અને બીજાં સાધનોની જરૂર પડશે એ ગામડાંના નિરક્ષર સ્ત્રીપુરુષોની સંખ્યા ઉપર આધાર રાખે છે. શરૂઆતમાં બધાંનાં નામ લખવાની કે બધી જ માહિતી આપનાર ગણતરીની અગત્ય નથી. આમ કરવામાં જેઓએ શીખવવું જોઇએ તેઓનો વખત અને તેઓની શક્તિ ખર્ચાઈ જશે.

## ૪. સાધનો

ત્યાર પછી નીચેનાં સાધનો મંગાવો :

૧. બધાંનું ધ્યાન આકર્ષાય એવી જગાએ ચોંટાડવા માટે એક કે બે મોટા બારાખડી કે મૂળાક્ષરના પાઠો.
૨. ગામડાના બધા જ નિરક્ષરો માટે પુરતી સંખ્યામાં એ મોટા પાઠોની નાની, વિદ્યાર્થીઓ માટેની નકલો.
૩. **સઘળા** નિરક્ષર પ્રૌઢો માટે માર્ગદર્શક પાઠો.
૪. ગામની વસ્તીના લગભગ દશ ભાગની સંખ્યામાં નીચે બતાવેલા **હેવાલ ભરવાનાં કાગળો.**
૫. પ્રૌઢ નિરક્ષરોની સંખ્યાના લગભગ અર્ધા ભાગનાં **સાક્ષર થયાનાં સર્ટીફીકેટો** કે **બિલ્લા** જેમ જરૂર પડે તેમ વધારે અગાઉથી મંગાવવાં.

૬. **બીજા પગલાના વાચનનાં પાનિયાં એટલે વાંચો ને વાંચો** પ્રૌઢ નિરક્ષરોની અર્ધી સંખ્યા જેટલાં. જો ઝૂંબેશ ફતેહમંદ નીવડે તો વધારે જે વખતે જોઈશે તે માટે અગાઉથી મંગાવવાં.
૭. જેટલાં અભણોને ભણાવવાનાં હોય તેથી અર્ધી સંખ્યાની પાટીપેનો, અથવા હલકા કાગળની નોટબૂકો અને પેન્સીલો.
૮. કાર્યવાહક મંડળના સભ્યો માટે નાની નોટબૂકો. સંચાલક માટે કાગળ, પેન્સીલો, શાહી, વગેરે.
૯. ઝૂંબેશના સંચાલકની ઑફીસ માટે એક મેજ, ખુરશીઓ, અને સઘળાં સાધનો રાખવા માટે એક મોટું કબાટ.

**ગામડાના હરેક શિક્ષક માટે સાદું હેવાલનું ફોર્મ**

(આ ભરીને ઝૂંબેશના સંચાલક પર મોકલી આપવું.)

શિક્ષકનું નામ

| તારીખ | વિદ્યાર્થીનું નામ | પાઠનો નંબર | કેટલી મિનિટો શીખવ્યું | ટીકા |
|---|---|---|---|---|
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |

## ૫. શિક્ષકોની શોધ

જો શકય હોય તો પ્રાંતિક અથવા જીલ્લાના કાર્યકર્તાએ ગ્રામ્ય સંચાલકને શિક્ષકોને શોધી કાઢવામાં અને એમને તાલીમ આપવામાં મદદ આપવી.

એક નોટબૂક લઇને જે સ્ત્રીપુરુષો વાંચી લખી જાણે છે તેઓની શોધમાં જાઓ. એક વખતે નિશાળમાં હતાં પણ બધું ભણેલું ભૂલી ગયાં, એવાંઓનાં નામ આ ટીપમાં આવી જશે. હરેક જણ પુરુષો ને સ્ત્રીઓ, વૃદ્ધો અને જુવાનો, અમલદારો અને નાગરિકો, વધારે ભણેલાં કે થોડું, **એકેએક વાંચતાં જાણનાર** આ "ગ્રામ્ય પાઠશાળા"ના શિક્ષકો બનવાનાં છે. ઝુંબેશનો સંચાલક પોતાને આ "ગ્રામ્ય પાઠશાળાનો મુખ્યાધિકારી" ગણે. પણ જો એ ડાહ્યો હોય તો બીજાંને એ કહે નહિ!

સઘળાં લાયક "પાઠશાળાના" શિક્ષકોનાં નામોની સંપૂર્ણ ટીપ તૈયાર કર્યાં પછી સંચાલક બધા શિક્ષકોને એકત્રિત કરે અને એમને કહે કે "તમે સહુ આપણા ગામને શિક્ષિત બનાવવાના કાર્યમાં સહાય આપશો. તમારે હવે આ આપણી ઝુંબેશના સિદ્ધાંતો શીખવાના છે." જે પહેલું કામ છે તે એ કે એમને કેવી રીતે શીખવવું એની તાલીમ આપવી. આની ઉત્તમ રીત એમની આગળ પ્રત્યક્ષ શીખવી બતાવવું એ છે. હવે પછી જે રીત બતાવવામાં આવી છે તેનું પાલન કરો અને ફતેહ નિઃસંદેહ તમારી જ છે.

## ૬. શીખવવાની રીત શિક્ષકોને બતાવવી

ગામડાના નિરક્ષરો આગળ તમારા શિક્ષકોને બારાખડી કે મૂળાક્ષરના તખ્તા ઉપર રચેલું ગીત શીખવો. આ નીચે આપેલું ગીત જુદી જુદી ભાષાઓમાં મળી આવે છે. શબ્દફેર અને રાગ-ફેર અનિવાર્ય છે. ગુજરાતી ગીત આ પ્રમાણે છે:—

## ભણો રે ભણો !

કા, કી, કુ, કે, કો, સંઘાતે બોલો સૌ,
કા, કી, કુ, કે, કો, તેમાં છે મજા બૌ !

ગા, ગી, ગુ, ગે, ગો, રે બાઈઓ, ગાઓ સૌ,
ગા, ગી, ગુ, ગે, ગો, છે તેમાં ગમત બૌ !

ચા, ચી, ચુ, ચે, ચો, રે છોકરાં, ચાલો સૌ,
ચા, ચી, ચુ, ચે, ચો, ચાલાકી તેમાં બૌ !

જા, જી, જુ, જે, જો, સૌ ગાતાં જાઓ જો,
જા, જી, જુ, જે, જો, ઝટ વાંચી જાણો તો !

ડા, ડી, ડુ, ડે, ડો, આ રાગ તો કાઢો સૌ,
ડા, ડી, ડુ, ડે, ડો, સૌને હસાડો બૌ !

રાગ : સા–ગ–સા–ગ | પ—પ | ડ–પ–મ–ગ | રી,
સા–ગ–સા–ગ | પ—પ | ડ–પ–ડ–ની | સા.

ગીત શીખવતી વખતે તમારા વિદ્યાર્થીઓ ઉપર ખાસ લક્ષ આપવું અને જે વિદ્યાર્થી સૌથી વધારે હોશિયાર લાગે તેને પસંદ કરવો. જો બની શકે તો હંમેશાં સૌથી વધારે ચપળ ને હોશિયાર વિદ્યાર્થીને પહેલાં શીખવો. એને કહો, કે

"હું આખા ગામમાં સૌથી હોશિયાર માણસની શોધમાં હતો અને તમને શોધી કાઢયા છે. હું તમને શિક્ષક બનાવનાર છું. ભણાવવાના કાર્યમાં અમને તમારી મદદની જરૂર છે. તમારા જેવા હોશિયાર વિદ્યાર્થી આ આખો પાઠ ફક્ત વીસ મિનિટમાં વાંચી શકશે. પછી તમારે બીજાને આ પાઠ શીખવવો અને હું દેખરેખ રાખીશ. તેથી હું કેવી રીતે શીખવું છું એ બરાબર ધ્યાનમાં રાખજો, અને એ જ રીતે શીખવજો."

પછી આ ઉપરાંત **એક પણ શબ્દ બોલ્યા સિવાય** શીખવવાનું શરૂ કરો. જો ગામડાના નિરક્ષરો વાતો કરવા લાગે તો **અટકાવશો** નહિ. ઝપાટાબંધ ચાલો. પહેલી દશ મિનિટ

ઘણી જ કીમતી છે. એક પણ નિરર્થક શબ્દ બોલવો નહિ. (તમારા ભવિષ્યના શિક્ષકોને કંઈ પણ સમજાવવા વચ્ચે અટકવું નહિ. એ કામ પાછળથી કરવું).

તમારા વિદ્યાર્થીની પાછળ પાછળ એક શબ્દ પણ **બોલશો નહિ.** દાખલા તરીકે જો એ "ગાય" બરાબર વાંચે તો તમારે **એ શબ્દ એની પાછળ ઉચ્ચારવો નહિ.** આ રીતે તમે ઘણી પળોનો બચાવ કરશો. વિદ્યાર્થીના સાદ જેટલો જ તમારે પણ સાદ વાપરવો, આથી તમે એ તમારી સાથે વાંચે છે કે નહિ તે સાંભળી શકશો. **કદી તમારે ઊંચા સાદે** બોલવું નહિ. ઉત્તમ શિક્ષકો નીચો, આનંદક સાદ વાપરે છે—વિદ્યાર્થીઓ સાંભળી શકે એટલું જ ઊંચું સ્પષ્ટ રીતે બોલો તો ઊંચે સ્વરે બોલવું ન પડે. **એકની એક વાત વારંવાર બોલાવવી કે લખાવવી નહિ.** ગોળ ગોળ ફરશો નહિ. નજીવા ખોટા ઉચ્ચારો ઉપર ધ્યાન આપશો નહિ. સીધી રીતે તમારા વિદ્યાર્થીની ભૂલ સુધારવા યત્ન કરશો નહિ. કદી "ના" કહેશો નહિ. જો તમે ચાર વાર "ના" કહેશો તો પાંચમી વાર એ યત્ન કરતાં અચકાશે. "ના" કહેવું હોય ત્યારે "હા" કહેવું. જેમ જેમ આગળ વાંચો તેમ તેમ તમારે અજાયબી અને ખુશી પ્રદર્શિત કરવી અને કહેવું, "સરસ, શાબાશ." અને ઉત્સાહ વધારવો. પાઠ પૂરો કરે ત્યારે તમારે કહેવું:

"તમે બહુ જ હોશિયાર છો. તમે ફક્ત દશ જ મિનિટમાં આખો પાઠ વાંચ્યો! તમે એક ઉત્તમ શિક્ષક બની શકશો, ચાલો હવે હું તમારા માટે બીજો હોશિયાર વિદ્યાર્થી શોધી કાઢું. તમે એને શીખવજો અને હું દેખરેખ રાખીશ."

એ પોતાના વિદ્યાર્થીને ભણાવે ત્યારે **તમારે** તદ્દન અવાચ રહેવું. (યાદ દેવડાવવા માટે જો જરૂર પડે તો મોંમાં કાગળ રાખો). એક પછી એક લીટીના અનુક્રમ પ્રમાણે એ શીખવે છે કે નહિ એ જોવા પૂરતું જ તમારી મદદ આવશ્યક છે, કેમકે લીટીઓના અનુક્રમનું એને ભાન નથી, પણ તમારે એ તમારી આંગળીથી બતાવવું, તમારા મોંથી નહિ!

તમારી મદદ સિવાય એ જે કંઇ કરી શકે એ કામ કદી **તમારે કરવું નહિ.** જો એ અટકી જાય તો ધીમેથી એને સહાય આપો અને મુશ્કેલી દૂર થાય કે તરત જ તમારે હઠી જવું. જો એ વિચાર કરતો હોય તો તમારે મદદ કરવા ઉતાવળા ન થવું, તોપણ એ મૂંઝવણમાં ન આવી પડે એની ખાસ સંભાળ રાખવી. વારંવાર "ઘણું જ સરસ" કહો, અને જાણે ખૂબ જ ખુશી હો એમ બતાવો.

પાઠ વાંચી રહ્યા પછી એને કહો, કે "તમે એક સારા શિક્ષક છો! આ પહેલો પાઠ લો. તમારે ઘેર એ લઇ જાઓ અને બીજો પાઠ શીખો તે પહેલાં આવતી કાલ સવારે જેટલાં માણસોને ભણાવી શકાય તેટલાંને આ પહેલો પાઠ ભણાવો. તમે જેમ વધારે માણસોને ભણાવશો તેમ તમને એ વધારે સારી રીતે યાદ રહેશે. જે નિરક્ષરોને તમે ભણાવો તેઓનાં નામ યાદ રાખજો."

જો તમે પ્રત્યક્ષ શીખવેલો પાઠ બરાબર રીતે શીખવ્યો હશે, અને તમારું હૃદય સાચા પ્રેમથી ઉભરાતું હશે, તો તમે તમારા વિદ્યાર્થીને એના જીવનમાં નહિ અનુભવેલી એવી મહાન ઘડી આપશો.

તમારા વિદ્યાર્થીએ જે બીજા માણસને હમણાં જ શીખવ્યું તેને તમે ભૂલી જશો નહિ. તમે દેખરેખ રાખો કે તે કોઇને ભણાવે, પછી બીજાંને ભણાવવા એને સાધનો આપી મોકલો. હવે તમે તમારા શિક્ષકોને સઘળા સિદ્ધાંતો પૂરેપૂરા સમજાવો. પછી તમારા શિક્ષકો પરસ્પર ભણાવે અને બાકીના એ ઉપર ધ્યાન આપે અને ટીકા કરે. તમારા શિક્ષકોની દરેક વ્યક્તિને પાઠની ઓછામાં ઓછી ચાર નકલો, અને ગામને ભણાવવા જાય ત્યારે કોને ભણાવે છે એની નોંધ રાખવા એક નોટબૂક આપો. આ પ્રકરણની નકલ દરેક શિક્ષક પાસે હોય એ અવશ્યનું છે.

ઝૂંબેશનો સંચાલક એના "શિક્ષકોને" પ્રત્યક્ષ શિક્ષણ આપવા દરરોજ થોડાં માણસોને ભણાવશે, પણ એનું મુખ્ય કર્તવ્ય એવી પ્રગતિમાન અને વૃદ્ધિગત ઝૂંબેશની કાળજી રાખવાનું છે. જો એ ઝૂંબેશ સંપૂર્ણ હોય તો તે અજાયબ પ્રગતિ કરશે.

ગામની સૌથી જાહેર જગાએ, જ્યાં સૌ કોઈ જોઈ શકે, ત્યાં શિક્ષકોનાં નામો લખવાં. બે ટીપો તૈયાર કરવી. પહેલી ટીપમાંના શિક્ષકો "પ્રોફેસરો" કહેવાય, અને બીજી ટીપમાંના "શિક્ષકો" કહેવાય. જે નિરક્ષરો દરરોજ પોતાના પાઠ શીખીને બીજા નિરક્ષરોને ભણાવે છે તેઓનાં નામ "શિક્ષકો"ની ટીપમાં લખવાં. આ ટીપ દરરોજ વધવી જોઈએ. જો આ પ્રકરણમાં બતાવેલી રીત પ્રમાણે ઝુંબેશ ચલાવવામાં આવે તો ગમે તેટલું મોટું ગામ હોય તો પણ એક મહિનાની અંદર લગભગ બધા જ પ્રૌઢો ભણવાનું શરૂ કરી દેશે.

## ૭. કાર્યવાહક મંડળ

સફળ નીવડેલા અને બહુ જ ઉદ્યમી શિક્ષકોમાંથી સંચાલક કેટલાક શિક્ષકોને પસંદ કરશે અને તેઓ "કાર્યવાહક મંડળ" બનશે. આ મંડળના સભ્યોનાં નામ પણ કોઈ ખુલ્લી જગાએ લખવાં. જેટલી ઝડપથી ઝુંબેશ વધતી જશે તેટલી ઝડપથી આ મંડળ પણ વધતું જશે. દર દશ શિક્ષકે એક મંડળનો સભ્ય હોવો જોઈએ. મંડળનો સભ્ય એના દશ શિક્ષકો અને ઝુંબેશના સંચાલક વચ્ચે આડતિયા તરીકે કામ કરશે.

મંડળના સભ્યોની ફરજો આ છે:

૧. સંચાલકની મુખ્ય ઑફિસમાંથી સાહિત્ય લાવે અને એના શિક્ષકોને વહેંચી આપે.

૨. એની દેખરેખ નીચેના શિક્ષકોની હોશિયારી ઉપર નજર રાખે, જે વાતમાં તેઓ નબળા હોય તેમાં તેઓને મદદ આપે, અને ઝુંબેશના સંચાલકને એનો હેવાલ આપે.

૩. જે વિદ્યાર્થીઓને શીખવવામાં આવ્યું હોય તેઓનો સાચો હેવાલ એના શિક્ષકો તરફથી મેળવે.

૪. જો એ એના કાર્યમાં સફળતા મેળવે તો તરત જ એને વીસ શિક્ષકો ઉપર દેખરેખ સોંપવી. આમાંના દશની એ નવી ટોળી બનાવશે, અને આ નવી ટોળી નવા સંચાલકની દેખરેખ નીચે મૂકવી.

કાર્યવાહક મંડળીની વૃદ્ધિ જોઇ એના સભ્યો બનવાની જીજ્ઞાસા શિક્ષકોમાં ઉત્પન્ન થશે, અને એ રીતે કાર્યવાહક મંડળને આગેવાનીનું અને સમાજમાં એના સ્થાનનું ભાન કરાવશે.

ઝુંબેશના પહેલા મહિનાની આખર સુધીમાં અનેક સમિતિઓની જરૂર પડશે. આ સમિતિઓના સભ્યો કાર્યવાહક મંડળના સભ્યોમાંથી પસંદ કરવા.

૧. પુસ્તકાલય કે વાંચનાલય સમિતિ (આ વિષય ઉપર પ્રકરણ ૧૧મું તથા વધારો જુઓ).

૨. "અજવાળિયું" જેવા છાપાનું લવાજમ ઉઘરાવનાર સમિતિ (સાહિત્ય અને વેચાણ: આ વિષય ઉપર પ્રકરણ ૧૨મું જુઓ).

૩. પ્રૌઢ શિક્ષણ સમિતિ—ખાસ કરીને જે વર્ગોમાં વિદ્યાર્થીઓ સાક્ષર થઇ ગયા છે તેઓના માટે. (આ વિષય ઉપર પ્રકરણ ૧૨મું ને ૧૫મું જુઓ).

૪. ગણતરી સમિતિ—આ સમિતિ કોને ટાળી મૂકવામાં આવ્યા છે, કે કોણ સહકાર આપવાની ના પાડે છે તે નક્કી કરશે.

૫. પ્રમાણપત્રો આપનાર સમિતિ—આ સમિતિ સાક્ષર થયેલાંઓને સર્ટીફીકેટો આપશે. આ સમિતિમાં ગામના આગેવાનોને મૂકવા.

૬. ભલામણ કરનાર સમિતિ—આ સમિતિ સંચાલકના હાથમાં આવેલા બધા હેવાલોનો અભ્યાસ કરશે અને બીજું કયું પગલું ભરવું એ વિષે સલાહ આપશે.

દરેક સમિતિમાં પાંચ સભ્યો રાખવા, તોપણ સભ્યોની સંખ્યા આ કામ માટે કેટલા માણસો તૈયાર છે એના ઉપર આધાર રાખે છે. ખાસ સ્થાનિક પ્રશ્નો કે બાબતો માટે વધારાની સમિતિઓ નીમવાની જરૂર પડે તો તેમ કરવું.

સંચાલક અઠવાડિયામાં એક વાર ( ખાસ જરૂર ઊભી થાય તો વધારે વાર પણ ) કાર્યવાહક મંડળની સભા બેસાડશે અને વિચારોની આપલે કરશે અને સમિતિ જે ભલામણો કરે તે અમલમાં મૂકશે. આ ઉપરાંત જેમાં બધા શિક્ષકો ભાગ લઇ શકે એવી ખાસ સભાઓ વારંવાર બોલાવવી. જયારે પ્રૌઢ નિરક્ષરો "વાચનના માર્ગદર્શક પાઠો" અને વાચનનાં પાનિયાં, "**વાંચો રે વાંચો**" પૂરાં કરે ત્યારે આખા ગામની સમક્ષ ખાસ સભા બોલાવીને યોગ્ય ક્રિયા સાથે તેઓને પ્રમાણપત્રો એનાયત કરવાં. પ્રમાણપત્રો એનાયત કરવા પ્રતિષ્ઠિત પુરુષોને આમંત્રણ આપવું. આથી વિદ્યાર્થીઓ ઉપર ઊંડી અસર થશે અને વિદ્યાર્થીઓ તરીકે તેમજ શિક્ષકો તરીકે ચાલુ રહેવાને ઉત્તેજન મળશે. પ્રમાણપત્રો આપનાર સમિતિના સભ્યો પ્રમાણપત્રો ઉપર સહી કરે.

ખાસ સંજોગોમાં ગામડાંઓમાં જુદીજ રીત વાપરવી પડે.



## પ્રકરણ ૬ઠું

# સ્ત્રીઓ

વસ્તી ગણુતરી જાહેર કરે છે કે હિંદુસ્તાનની સ્ત્રીઓમાં પચાસ સ્ત્રીએ ફક્ત એકજ સ્ત્રી વાંચી શકે છે. મધ્ય પ્રાંતોમાં, બીહારમાં, પંજાબમાં, યુક્ત પ્રાંતોમાં, મધ્ય હિંદુસ્તાનમાં, અને હૈદરાબાદ તથા બીજાં કેટલાંક દેશી રાજ્યોમાં સો સ્ત્રીએ ફક્ત એકજ સ્ત્રી ભણેલી છે.

### ૧. ઇતિહાસ

આ ઉપરથી અમે એવું કહેવા માગતા નથી કે હિંદમાં સ્ત્રીઓ અગત્યની નથી. નામાંકિત અને ઘણી જ આગળ પડતી સ્ત્રીઓનાં નામની એક લાંબી ટીપ તૈયાર થઇ શકે. અહિં છાપી શકાય એ કરતાં એ ટીપ વધારે મોટી છે. ફક્ત નામાંકિત સ્ત્રીઓનું જ સૂચીપત્ર તૈયાર કરવામાં આવે તો એ કેટલું મોટું થાય? ધારાસભાઓમાં કેટલીક સ્ત્રીઓ છે, મ્યુનિસીપાલીટીની કૌન્સિલોની અને લોકલ બોર્ડની સભાસદો છે, અને ઓછામાં ઓછી બે સ્ત્રીઓ પ્રાંતિય કેબીનેટમાં પ્રધાન તરીકે કામ કરે છે.

કેટલીક સ્ત્રીઓ માનવંત અધિકારની જગાઓ ઉપર નથી, પણ તેઓની અસર અને જુદાપણું એટલા વિશાળ પ્રમાણમાં છે કે કોઇ અધિકારની પદવી પણ એમના જેટલું માન મેળવી આપતી નથી—દાખલા તરીકે મીસીસ નાયડુ. અખિલ હિંદ સ્ત્રીઓની પરિષદ અને ઘણાં સ્થાનિક સ્ત્રી મંડળો કેટલી અજાયબ સેવા બજાવી રહ્યાં છે! અલબત આ સઘળાં મંડળોનાં સભ્યો ઉચ્ચ અને ઉત્તમ કેળવણી પામેલાં છે, જ્યારે ફક્ત હિંદુસ્તાનની સ્ત્રીઓમાં બેજ ટકા સ્ત્રીઓને વાંચતાં આવડે છે; અને એથી પણ ઓછી સંખ્યાની સ્ત્રીઓ કેળવાયેલી છે, તોપણ તેઓ આટલું અજાયબ કામ કરી રહી છે, તો જો તેઓનો મોટો ભાગ કેળવાય

તો તેઓ શું ન કરી શકે એ વિચાર કરતાં અજાયબ થયા વિના રહી શકાતું નથી !

જો આપણે ઇતિહાસ અને ચાલતી આવેલી દંતકથા ઉપર આધાર રાખીએ તો એવું જણાય છે કે પૂર્વે હિંદુસ્તાનની સ્ત્રીઓ હાલના કરતાં વધારે કેળવાયેલી હતી. પ્રખ્યાત લેખકોના આધારે અશોકની કારકીર્દિમાં હિંદુસ્તાનના સાઠ ટકા માણસો ભણેલાં હતાં. એક ઇતિહાસકાર કહે છે કે :

"વેદોના જમાનામાં હિંદ સ્ત્રીકેળવણીની બાબતમાં પછાત નહોતું, પરંતુ ખૂબજ આગળ વધેલું હતું. ઉચ્ચવર્ણની યુવતીઓને છૂટથી કેળવણી અપાતી હતી, અને એ કેળવણી મેળવ્યાથી તેઓ સમાજમાં માનવંત સ્થાન ભોગવતી હતી. ઋગ્વેદનાં કાવ્યો રચનારાઓમાં છવીસ સ્ત્રીઓ હતી. દાખલા તરીકે ઋગ્વેદના પાંચમા અધ્યાયમાં એક કાવ્ય અસલ વિશ્વવેરા નામની સ્ત્રીએ રચ્યું હતું. વળી સ્ત્રીઓ ફીલસુફી કે તત્ત્વજ્ઞાનનું શિક્ષણ પણ મેળવતી હતી. વેદાંત ફીલસુફીનો પાછલો ભાગ રચનાર "વાક" નામની એક બાઇ હતી. સ્ત્રી-સાક્ષરો જેઓએ પોતાનાં નામ હિંદુસ્તાનના ઇતિહાસમાં અમર બનાવ્યાં છે તેમનાં નામ અહીં અસ્થાને નહિ ગણાય ; ગોશા, લોપાંદ્રા, મમતા, ચપલા, સૂર્યા, ઇંદ્રાણી, સાકી, સુરપારાન્જી, વિશ્વવેરા અને બીજી કેટલીક. આ નામોની નોંધ નિરર્થક કરવામાં આવી નથી; એ જમાનાની હિંદુસ્તાનની સ્ત્રીઓ કેવી અજાયબ ડહાપણની અને આત્મિક ઊંચાઇની કક્ષાએ પહોંચી હતી એની તેઓ શાહેદી પૂરે છે.

"આવાં નામો અસલના હિંદુસ્તાનમાં સ્ત્રીકેળવણીની હયાતિની જીવંત શાહેદીઓ છે. સ્ત્રીઓ યજ્ઞો ચઢાવતી હતી, દેવોને ગીતોનાં સ્તોત્રો ચઢાવતી હતી, સંગીત અને ઉચ્ચકળામાં પણ તેઓ ઘણી ચઢિયાતી હતી. તેઓ ગૃહવિદ્યાની તાલીમ પણ લેતી—એ તાલીમ ઉપર આજકાલ કેળવણીકારો ખૂબ વજન મૂકે છે. ઘરની ફરજો આકર્ષક રીતે અને આબાદ રીતે બજાવવામાં ઉપયોગી થઈ પડે એવી સ્ત્રીઓ માટેની શિક્ષણપદ્ધતિ હતી.

"આજે આપણે આપણી બહેનોની કેળવણીને નિરર્થક ગણી કાઢીએ છીએ. આ વલણથી આપણે નિરક્ષરતાને ઘણો ભયંકર ટેકો આપીએ છીએ, અને નિરક્ષરતા, મ્હૈસુર યુનિવર્સિટીના વિખ્યાત વાઇસ ચેન્સેલર ડી. મેટકાફના શબ્દોમાં કહીએ તો, તે 'સાર્વજનિક દુશ્મન નં. ૧ છે.' આપણે આશા રાખીએ છીએ કે આ દેશના લોકો પ્રસંગનો સત્કાર કરશે અને સમાજમાં સ્ત્રીનું સ્થાન ઊંચું કરશે. આમ થશે તો હિંદુસ્તાનની સુખી અવસ્થા અને આબાદી વધશે.

"સ્ત્રીનો પ્રશ્ન એ પુરુષનો પણ છે,
તેઓ સાથેજ ચઢે છે ને ડૂબે છે."

## ૨. વર્તમાન

૧૯૩૯ના જાન્યુઆરીની ૧૨મી તારીખે દક્ષિણ હિંદુસ્તાનની પ્રૌઢ શિક્ષણ પરિષદની સ્ત્રીઓની બેઠકમાં બેગમ મીર અમીરૂદીને સ્ત્રીઓ વિષે જે ભાષણ આપ્યું હતું એના જેવું હિંદુસ્તાનમાં અમે બીજું એક પણ સાંભળ્યું નથી. એ પોતાનો મુદ્દો કેવી રીતે રજુ કરે છે એ ધ્યાનમાં લેવા જેવું છે! અમે એમની ઘણી અપરોક્ષ સૂચનાઓ કાળા અક્ષરોમાં મૂકીને વજનદાર બનાવી છે.

"જ્યારે આપણે પુરુષને કેળવણી આપીએ છીએ ત્યારે આપણે એક વ્યક્તિને કેળવણી આપીએ છીએ, પણ જ્યારે આપણે એક સ્ત્રીને કેળવણી આપીએ છીએ ત્યારે આપણે આખા ઘરકુટુંબ-ને કેળવણી આપીએ છીએ; કેમકે કોઇ પણ શિક્ષિત સ્ત્રી પોતાનાં છોકરાંને નિરક્ષર રાખશે નહિ કે નિરક્ષરતાના કલણમાં કળી જવા દેશે નહિ. આ ઈલાકામાં પ્રાથમિક શાળાઓમાં મંદતા બહુ જ સ્પષ્ટ નજરે પડે છે. **સ્ત્રીઓની કેળવણી તરફ આપણું ધ્યાન લગાડયા સિવાય આ પ્રશ્નોનો ઉકેલ કરવાની આશા રાખવી એ અસંભવિત—કલ્પિત છે.** અમે આવતી કાલના પ્રૌઢોને શિક્ષિત બનાવવા ઇચ્છીએ છીએ, એ માટે અમે હમણાં માતાઓને કેળવણી આપવા માગીએ છીએ. **પ્રૌઢશિક્ષણનું** ભગિરથ કાર્ય

થોડા દશકાઓમાં જ પૂરું કરવું હોય તો એ વાતની ખાતરી કરવી પડશે કે આજનાં છોકરાં શિક્ષિત બને અને નિરક્ષર બની ન જાય."

### क. સ્ત્રીઓએ પરસ્પર મદદ કરવી જોઈએ

"આ સર્વોત્તમ ઋણ ભરવાને આપણે સરકારને બને તેટલી વિનંતી કરવી જોઇએ, પણ એ સાથે આપણે પોતે વ્યવહારૂ બનવાની જરૂર છે અને ખરી પરિસ્થિતિનું અવલોકન કરવાની જરૂર છે. શું સરકાર પોતાના જ બળે આ સ્થિતિને બદલી શકે? મને એમ લાગે છે કે એ અશક્ય છે આ સંજોગોમાં આ દેશની નિરક્ષરતા સમૂળગી નાબૂદ કરવા માટે નાગરિકોનો સાર્વજનિક સેવાભાવ અને તેઓની પરોપકારબુદ્ધિની શક્તિઓને સક્રિય તથા બળવાન બનાવવાની અગત્ય છે સ્ત્રીઓનાં બધાં જ મંડળો અને સંસ્થાઓએ આ વાત તરફ પોતાનું ધ્યાન બનતી ઉતાવળે દોરવાનું છે અને બે રીતે નિરક્ષરતારૂપી રિપુ ઉપર હુમલો કરવાનો છે; એટલે પ્રૌઢશિક્ષણશાળાઓ ચલાવવી. અને છોકરીઓની શાળાઓમાં મંદતા અને બગાડનો અટકાવ કરવાનો છે. **પ્રસુતિને લગતી અને બાળસંભાળની ચળવળના કાર્યક્રમમાં પ્રૌઢશિક્ષણને સ્થાન મળવું જોઇએ.** જે સ્ત્રીઓ આ ચળવળનાં સભાસદો છે તેઓએ આરોગ્યવર્ધક અમલદારોની મદદવડે મુખ્ય મુખ્ય જગાઓએ પ્રૌઢશિક્ષણ શાળાઓ ઉઘાડવી જોઇએ.

### ख. સરકારે આપણને વ્યવસ્થિત બનવામાં મદદ આપવી જોઇએ

"જો કે હાલમાં સરકાર પૂરેપૂરો ખર્ચનો બોજો શીર લેવા અશક્ત છે તોપણ આ કાર્ય માટે જે શકિતઓ અને સેવા મળી શકે એમ છે એને વ્યવસ્થિત કરી શકે અને કામે લગાડી શકે. સરકાર **કેળવણીના વિષયમાં નિષ્ણાત સ્ત્રીપુરુષોની એક મુખ્ય સમિતિ નીમે, અને આ સમિતિને મદદ કરવા થોડાં સ્ત્રી-પુરુષો કામદાર હોય;** દરેક જીલ્લામાં **પેટાસમિતિઓ નીમે, જેઓઇ કાર્ય નાણાં ઉઘરાવવાનું અને સામુદાયિક કેળવણી માટે**

વિશાળ યોજના ઘડવાનું હોય. આ સમિતિઓએ પ્રતિ વર્ષે પ્રૌઢસાક્ષરતાદિન પાળવો જોઈએ. એ દિવસે ધજાઓ કે ફૂલો વેચવાં જોઇએ, અને એક પાંચ વરસના કાર્યની યોજના તૈયાર કરવી જોઈએ. જે કેળવાયેલી સ્ત્રીઓને નવરાશનો વખત છે તેમની ગણતરી કરવી જોઇએ, અને એમણે અઠવાડિયાના થોડા કલાક પ્રૌઢ સ્ત્રીઓને ભણાવવામાં વાપરવા જોઈએ. જે છોકરીઓ યુનિવર્સિટીની ઉપાધિઓ (ડીગ્રીઓ) મેળવવા બહુ જીજ્ઞાસુ છે તેઓને એમની ઉપાધિઓ આપવામાં આવે તે પહેલાં ત્રણ મહિના પ્રૌઢશિક્ષણ અંગે કામ કરવાની ફરજ પાડવી જોઇએ. જેઓ એ શરત પૂરી કરે તેઓને જ ઉપાધિઓ અપાવી જોઇએ.

"ચીન દેશમાં, વિદ્યાર્થીઓના પરિશ્રમથી જ હજારો નિરક્ષર સ્ત્રીઓને સાક્ષર કે શિક્ષિત બનાવવામાં આવી હતી. એવા જ સંજોગોમાં રહેતી હિંદુસ્તાનની સ્ત્રીઓ પણ એ કામ કેમ ન કરી શકે? સર્વ ઠેકાણે કૉલેજો અને યુનિવર્સિટીઓને લોકોના મનોને જ્ઞાનના ઝરણાથી ફળદ્રુપ બનાવનાર સાધનો ગણવામાં આવે છે. શિક્ષકોએ અને વિદ્યાર્થીઓએ રજાઓનો અમુક ભાગ પોતાના શિક્ષણનું ફળ બીજાઓને આપવાના કામમા ગાળવો જોઇએ. જ્યારે શિક્ષકોને પગારમાં વધારો આપવાનો કે હોદ્દો વધારવાની વાત આવે, કે એમને કાયમ કરવાનો પ્રશ્ન આવે ત્યારે સરકારે અને સ્થાનિક સંસ્થાઓએ જે શિક્ષકોએ આવું કામ કર્યું હોય એમને ધ્યાનમાં રાખવા જોઇએ, અને જે વિદ્યાર્થીઓએ આ કામમાં ભાગ લીધો હોય તેઓ નોકરી શોધે ત્યારે તેઓને ખાસ ધ્યાનમાં રાખવા જોઇએ.

### ગ. સ્ત્રી નોકરોને (કે કામદારોને) એમની મિલોમાં કે કારખાનાંઓમાં ભણાવો

"સ્ત્રીઓને ઘણું કરીને વર્ગોમાં આવવાની અનુકૂળતા હોતી નથી, કેમકે તેઓને ઘરે છોકરાંની સંભાળ લેવાની હોય છે. આથી જ્યાં પ્રૌઢશિક્ષણના વર્ગો ઉઘાડવામાં આવે ત્યાં નાનાં

**બાળકોની સમગ્ર સંભાળ રાખવા માટે સ્વયંસેવિકાઓની અગત્ય છે.** તેઓ છોકરાંની સંભાળ રાખે ત્યારે માતાઓ શિક્ષણ લેવા જઈ શકે. જે સ્ત્રીઓને કારખાનાંઓ કે મિલોમાં કામ કરીને પોતાની કૌટુંબિક આવકમાં વધારો કરવાની ફરજ પડે છે તેઓને ભણાવવાનો પ્રશ્ન ઘણીજ મુશ્કેલીઓથી ભરેલો છે. આ સ્ત્રીઓને માથે કામનો બોજો ઘણોજ ભારે છે, કેમકે તેઓને ફક્ત કારખાનાં કે મિલમાં જે કામ કરવાનું હોય છે તેજ હોતું નથી, પણ કામ પર જતાં પહેલાં અને કામ પરથી આવ્યા પછી ઘરમાં પણ કામ કરવાનું હોય છે. આવા સંજોગોને લીધે તેઓ રાત્રે પ્રૌઢશિક્ષણશાળાઓમાં આવે એવી આશા રાખવી કે એમાં આપવામાં આવતા શિક્ષણનો લાભ લેવો એ વ્યર્થ છે. જો આવી સ્ત્રીઓને ભણાવવી હોય તો એક જ રસ્તો છે. **તેઓ જે કારખાનાંઓમા ને મિલોમાં કામ કરે છે ત્યાંજ તેમને માટે વર્ગો ચલાવવામાં આવે.** એ મિલો ને કારખાનાંઓના માલિકોને તેમના કામદાર વર્ગમાંથી નિરક્ષરતા નાબૂદ કરવી એ તેઓની સામાજિક તથા નૈતિક ફરજ છે, એમ સમજાવીને તેમની આગ્રહથી વિનંતી કરવી જોઈએ કે કામદારો જ્યાં કામ કરે છે ત્યાંજ અને તેઓના કામના વખત દરમિયાન તેઓને માટે વર્ગો ઉઘાડવાની તેઓ વ્યવસ્થા કરે.

### ઘ. ગામડાંની સ્ત્રીઓ

"શહેરની સ્ત્રીઓમાં નિરક્ષરતાનિવારણની ઝૂંબેશ ચલાવવા કરતાં સરખામણીમાં ગામડાંની સ્ત્રીઓમાં ઝૂંબેશ ચલાવવી વધારે મુશ્કેલ છે. ગામડાંઓમાં મુખ્ય મુશ્કેલી એ છે કે **પ્રૌઢ વયની સ્ત્રીઓને ભણાવી શકે એવી ભણેલી સ્ત્રીઓની મોટી ખોટ છે.** શહેરની શિક્ષિકાઓને એકલું ગામડામાં જવાનું અને રહેવાનું મુશ્કેલ લાગે છે. ગામડાના કામ માટે શહેરની સ્ત્રીશિક્ષકો મેળવવાની બે રીતો છે. એક, **ગામડાંઓમાં રહેઠાણ વસાવવું, અને એમાં એક શિક્ષક, એક આરોગ્યની દેખરેખ રાખનાર, અને એક ( મિડવાઈફ ) દાયણ ભેગાં રહે અને જૂથમાં રહીને**

કામ કરે. પંજાબના કેટલાક ભાગોમાં આ પ્રમાણે કરવામાં આવે છે અને સફળતા મળેલી છે. બીજી રીત એ છે કે યોગ્ય કેળવણી પામેલા પરિણીત દંપતિ ગામડે જઇને રહે, અને તેઓ બન્ને સાથે સાથે કેળવણીનો કાર્યક્રમ હાથમાં લે. સ્ત્રીઓના વર્ગો માટે સ્ત્રીશિક્ષકો હમેશાં પસંદ કરવી જોઈએ, તો પણ હાલની પરિસ્થિતિ જોતાં સ્ત્રીશિક્ષકો મળતી નહિ હોવાથી પુખ્ત વયની સ્ત્રીઓને પુરુષો સાથે વર્ગમાં ભણવું પડશે.

### ચ. કેવી રીતે સ્ત્રીઓને વર્ગમાં લાવવી

"સ્ત્રીઓની પ્રૌઢશિક્ષણ શાળાઓમાં અક્ષરજ્ઞાન શરૂ કર્યા પહેલાં સીવણના વર્ગો, કે સાદા હસ્તઉદ્યોગો શરૂ કરવા જોઇએ, કેમકે એથી સ્ત્રીઓ આકર્ષાશે, અને નિયમિત રીતે વર્ગમાં આવવા પ્રેરાશે. હમેશાં સંગીત કે ગાયન તેમ જ થોડીઘણી રમતગમતની પણ વ્યવસ્થા કરવી જોઇએ. આ દેશમાં જૂના વખતમાં સંગીત ને ગાયનની મારફતે લોકોને જ્ઞાન આપવામાં આવતું હતું. વાર્તાઓનો પણ જ્ઞાન આપવામાં ઉપયોગ થતો. એથી અશિક્ષિત કે ગમાર જેવાં માણસો પણ જ્ઞાન સંપાદન કરવા આકર્ષાતાં હતાં તેમાં કંઈ નવાઈ નથી.

"ફક્ત અક્ષરજ્ઞાન આપવું એજ પ્રૌઢક્ષિક્ષણના કાર્યક્રમનો ઉદ્દેષ ન હોવો જોઇએ સ્ત્રીઓને પુષ્કળ માહિતી અને જ્ઞાન આપવા ભાષણો, મેજીક લેન્ટર્નની મારફતે ભાષણો, અને જ્યાં કહીં બની શકે ત્યા સીનેમા અને રેડીઓનો ઉપયોગ કરવો જોઇએ. નિરક્ષરતા નાબૂદ કરવામાં રશીઆએ સીનેમા અને રેડીઓનો સફળ અખતરો કર્યો છે. મત આપનારાઓનાં મનોને જે અજ્ઞાનતારૂપી પીંજરામાં પૂરવામાં આવ્યાં છે તેમાંથી મુક્ત કરવાની અગત્ય છે, એ માટે કે તેઓના માથે જે જવાબદારીઓ અને ફરજો મૂકવામાં આવી છે તે યોગ્ય રીતે તેઓ બજાવી શકે. સામાન્ય ભાષણો વખતે અને મેજીક લેન્ટર્નની મારફતે ભાષણો અપાય ત્યારે શિક્ષિત સ્ત્રીઓને પણ આમંત્રણ આપવું.

### છ. નવા સાક્ષરો માટે સ્ત્રીઓ સાહિત્ય પૂરું પાડે

"દરેક ગામડામાં બીજી એક અતિ અગત્યની જરૂરિયાત છે તે પુસ્તકાલય છે. મારી આશા છે કે ભણેલી બહેનો પોતાના નવરાશના વખતે **સાદી ભાષામાં સ્ત્રીઓ જે વિષયોમાં પુષ્કળ રસ લે છે તે વિષયો પર ચોપડીઓ લખે**. એવી પણ આશા રાખું છું કે ભવિષ્યમાં સખાવત કરવાનો આત્મા જાગૃત થશે અને પુસ્તકાલયો હસ્તીમાં આવશે. **અત્યારે આપણને સ્વદેશપ્રેમી અને સ્વાર્થત્યાગી સ્ત્રીપુરુષોની ઘણી જ જરૂર છે.**

### ૩. સ્ત્રીઓને કેળવણી પામવાની છૂટ છે

બહુ આનંદની વાત છે, કે હિંદુસ્તાનના કોઈ પણ ધર્મમાં સ્ત્રીઓને જ્ઞાન સંપાદન કરવાનો પ્રતિબંધ નથી. એ સત્ય છે કે પડદામાં રહેવાની પ્રથાને કારણે અસંખ્ય હિંદુ અને મુસલમાન સ્ત્રીઓ પુરુષોથી અલગ રહે છે, તેથી તેઓ મોટા ભાગે ઘરોમાં જ રહે છે. આને લીધે તેઓને શિક્ષણ આપવું એ મુશ્કેલ છે, પણ કોઈ રીતે અશકય નથી. આ ચોપડીમાં વર્ણવેલી "પ્રત્યેક બીજા એકને ભણાવે" એ પદ્ધતિ જો ઘરમાં વાપરવામાં આવે તો નિરક્ષરતાનિવારણના કાર્યમાં પડદો ગંભીર વિઘ્ન બનશે નહિ. હિંદુસ્તાનની ઘણી મહાન મુસલમાન સ્ત્રીઆગેવાનો પડદાની પાછળ રહીને બહુ જ અસરકારક કામ કરે છે.

સ્ત્રી આગેવાનોમાં ઉત્સાહની ઉણપ છે જ નહિ. "મિસીસ નાયડુ નાનપણથી જ સ્ત્રીહિતકર છે અને સ્ત્રીઓને મતાધિકાર આપવાની મધ્યસ્થી કરે છે." અમે દિલ્હી ગયા ત્યારે ગ્વાલીયરનાં રાણી લક્ષ્મીબાઈ રજવાડી, અખીલ હિંદ સ્ત્રીઓની પરિષદનાં પ્રમુખે, આ કાર્યમાં પોતે બહુ જ રસ લે છે એમ બતાવ્યું હતું

હિંદુસ્તાનમાં દોઢ વરસના મારા અનુભવમાં સઘળી વ્યવસ્થા કરવામાં લગભગ અર્ધો ભાગ, પાઠો તૈયાર કરવામાં અર્ધો ભાગ. અને હિંદભર સફળ પ્રૌઢશિક્ષણનો અર્ધો ભાગ સ્ત્રીઓએ ઊઠાવ્યો હતો. કેટલેક ઠેકાણે માણસો સૌની નજરે

પડતા હતા, તો પણ એ દેખીતું હતું કે સ્ત્રીઓ પાછળ રહીને ભારે પરિશ્રમ ઊઠાવતી હતી. કેટલાં બધાં શહેરોમાં પુરુષોની અને સ્ત્રીઓની કૉલેજોને આ નિમંત્રણ આપવામાં આવ્યું હતું. એનું પરિણામ એ આવ્યું કે પુરુષોએ તેમનો ભાગ ભજવ્યો અને સ્ત્રીઓએ કામ કર્યું! ૧૯૩૯ ના મે માસમાં મુંબઇ શહેરમાં પ્રૌઢશિક્ષણ ઝુંબેશ શરૂ કરવાની હતી ત્યારે મુંબઈના પ્રીમયરે ઘણી જ લાયક સ્ત્રી મિસ જી. ગોખલેને એ જવાબદારી સોંપી હતી, કેમકે કોઇ પણ માણુસ એટલું ઉત્તમ કામ કરી શકે એમ ન હતું બીજી બે બાઇઓએ મિસ રૂસ્તમજી અને મિસ ખાંડવાલાએ વાચનમાળા-ઓ લખી છે; મિસ ડોંગરેની વાચનમાળાઓ અને મુંબઇમાં એમણે ચલાવેલા સફળ વર્ગો પ્રખ્યાતિ પામેલા છે. એમણે આ વર્ગોની શરૂઆત સીવણના વર્ગોથી કરી હતી. મિત્રોની પાસેથી ઉતારેલાં કપડાંની માગણી કરવામાં આવતી. એ કપડાં ઠીક કર્યા પછી વિદ્યાર્થીઓ તેને પોતાના ઘરે લઇ જતી. સીવણકામ ચાલતું તે દરમિયાન એમની આગળ રસિક વાર્તાઓ વાંચવામાં આવતી. આખરે બાઇઓએ જાતે જ ભણવાની માગણી કરી.

સ્ત્રીઓમાં અજાયબી પમાડે એવી શક્તિ અને એવો ઉત્સાહ છે, પણ દુઃખની વાત એ છે કે નિરક્ષરતાનિવારણ માટે તેઓએ સંગઠિત અને વ્યવસ્થિત થઇને ઝુંબેશ ઊઠાવી નથી, અને માણસોના કરતાં મંદ પ્રગતિ કરી રહી છે.

## ૪. કાર્યનો વિસ્તાર

હિંદુસ્તાનની સ્ત્રીઓના આ પ્રશ્નનો ઉકેલ કોઇ ઠેકાણે દશ્યમાન નથી એ સત્ય હકીકત આપણે ધ્યાનમાં રાખી આગળ વધવાનું છે. બિહાર પ્રાંતમાં જે મહાન ઝુંબેશ ચાલી હતી એમાં સાત લાખ માણસોને સાક્ષર કરવામાં આવ્યાં, પણ કેટલી સ્ત્રીઓને ભણાવવામાં આવી એના આંકડા બહાર પાડવામાં આવ્યા નથી, પણ એટલું તો જણાવે છે કે તેઓની સંખ્યા બહુ મોટી નથી. બિહારના આગેવાનો એવી આગાહી આપે છે કે

તેઓ પુરુષોમાંથી નિરક્ષરતા સમૂળગી કાઢી નાખશે, પણ સ્ત્રીઓ-માંથી કાઢી નાખવાની આશા બતાવતા નથી. આ જાતનું વલણ હિંદુસ્તાનમાં બહુ સાધારણ છે—પુરુષો મોટા ભાગે માણસોની સાક્ષરતાનો જ વિચાર કરે છે. પટના અને જમશેદપુરમાં સ્ત્રીઓના ઉત્તમ વર્ગો ચાલે છે, તેમજ મુંબઇ શહેરમાં અને ઈલાકામાં સેંકડો સ્ત્રીઓ ભણે છે હિંદુસ્તાનના બીજા ભાગોમાં, અને ખાસ કરીને અણસુધરેલ પ્રજાઓમાં પ્રૌઢશિક્ષણની ઝુંબેશો ચલાવવામાં આવે છે. **આમ છતા એટલું તો કહી શકાય કે દર એક સ્ત્રીએ દશ માણસોને શીખવવામાં આવે છે—અને દર એક માણસે સાત સ્ત્રીઓ નિરક્ષર છે!**

શિક્ષિત સ્ત્રીઓ સામાન્ય રીતે સરકાર ઉપર અને જનહિત ભાવનાવાળા પુરુષોની આગેવાની ઉપર ઘણો જ આધાર રાખે છે. માણસો ઘણું કરીને સ્ત્રીઓને નિરાશ જ કરશે. તેઓનો એમ કરવાનો વિચાર હોય છે, તેથી નહિ. પણ તેઓના વિચારોમાં જે ઊંડી અને મજબૂત ટેવો પડી ગઈ છે તેને તજી દેવી એમને માટે મુશ્કેલ છે.

એક વખત ગાડીમાં દેશી લશ્કરનો એક મોટો કેળવાયેલો અમલદાર અમને મળ્યો. એ પોતાની યુવાન અભણ સ્ત્રી જેની સાથે ચાર દિવસ પહેલાં તેણે લગ્ન કર્યું હતું તેને લઇને જતો હતો. અમારી સામે જોઇને એ બોલ્યો, "કેટલાક શિક્ષિત માણસો એમ માને છે કે કેળવાયેલી છોકરીઓ સાથે લગ્ન કરવું, પણ હું એ વાત માનતો નથી. મારે એવી સહચારિણી જોઇએ છે કે જેને હું જાતેજ કેળવું, તેથી મેં આ છોકરીને પસંદ કરી છે. તે તદન અજ્ઞાન છે, અને હું જે કાંઈ શીખવીશ તેજ તે શીખશે. આથી અમારું જીવન બહુ સુખમાં જશે. આ છોકરી કેટલી સુંદર છે?" સ્ત્રીઓને સાક્ષર બનાવવાનું કાર્ય આવા માણસોને સોંપી શકાય નહિ.

જ્યારે સ્ત્રીઓને ખાતરી થશે કે તેઓએ પોતાના ઉપર જ ભરોસો રાખવાનો છે, અને જાણે પુરુષો હયાતજ નથી એમ માનીને વ્યવસ્થિત થવાનું છે, ત્યારે જ તેઓની નિરક્ષરતાનિવા-

રણની ઝુંબેશ ઝપાટાબંધ ચાલશે. જો તેઓ પોતેજ પહેલાં આરંભ કરે તો પુરુષો તરફથી તેમને ઘણી મદદ મળી શકે, અને મદદ માટે માગણી પણ કરી શકે. પુરુષોની આગેવાની ઉપર પૂરેપૂરો ભરોસો કે આધાર રાખવો એ સ્ત્રીઓને સદાકાળની નિરક્ષરતામાં રાખી મૂકવાનો માર્ગ છે.

## ૫. સમાપ્તિ

હિંદનાં પ્રૌઢશિક્ષણ મંડળે ૧૯૩૯ના ડિસેંબરમાં નીચેની સૂચનાઓ કરી:

પુષ્કળ જીવનના આદર્શને સફળતા પમાડવી હોય તો જેટલી કેળવણી તથા ઉન્નતિ મેળવવાની તક પુરુષોને આપેલી છે તેટલી સ્ત્રીઓને આપવાની જરૂર છે. એ સ્વાભાવિક છે કે સ્ત્રીઓ માટે જુદો અભ્યાસક્રમ તથા જુદી પદ્ધતિઓ શોધી કાઢવાની જરૂર છે. અભ્યાસક્રમમાં ત્રણ બાબતો આવવી જોઈએ.

(૧) ઘર બાંધવાનું જે સ્ત્રીઓનું મોટું કામ છે તે માટે તેમને કેળવવા સારુ યોગ્ય અભ્યાસક્રમની વ્યવસ્થા કરવામાં આવવી જોઇએ; જેમકે બાળકની સંભાળ અને બાળમાનસશાસ્ત્ર, આરોગ્યતા તથા અકસ્માત વખતે પ્રથમ ઉપાયો, ખોરાક, સીવણ, હસ્તઉદ્યોગ, વગેરે.

(૨) જીવનની ઉન્નતિ માટે અભ્યાસક્રમો જેમકે સાહિત્ય ને સંગીત, સામાજિક વ્યવસ્થા, ઇતિહાસ, વગેરે, જેના અભ્યાસ માટે સાક્ષર બનવું પ્રથમ જરૂરનું છે.

(૩) ગૃહઉદ્યોગની કેળવણી જેથી સ્ત્રી પોતાના ઘરની આર્થિક સ્થિતિ વધારે સારી બનાવી શકે.

પદ્ધતિઓ વિષે એવી સૂચના આપવામાં આવે છે કે શિક્ષણ આપનાર મુખ્ય સ્થાનો ચલાવવા માટે તથા ગામડાંમાં તેમજ શહેરોમાં ઘેર ઘેર જઇને શિક્ષણ આપવા માટે કેળવાયેલી સ્ત્રીઓને

તાલીમ આપવામાં આવે. તે માટે તાલીમ આપવા સારુ થોડી મુદ્દતના વર્ગો કાઢવાનો પ્રયોગ કરવામાં આવે. નિશાળના છોકરાઓ તથા છોકરીઓ મારફતે સ્ત્રીઓને ઘરમાં શીખવવાનું કામ થોડુંઘણું સફળ થયું છે.

પ્રૌઢ સ્ત્રીઓમાં શિક્ષણ આપવાના અઘરા કામ પર ભાર દેવા તથા તેને ઉત્તેજન આપવા માટે નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવે છે.

(૧) સ્ત્રીમંડળો આ કામના પ્રયોગો કરે.

(૨) જેઓ કેળવાયેલી કન્યાઓ ને સ્ત્રીઓની સંગતમાં હોય તેઓની વિનંતી કરવામાં આવે કે તેઓ એવી સ્ત્રીઓને સ્ત્રીકેળવણીની બાબતમાં રસ લેવાનું ઉત્તેજન આપે.

પ્રૌઢ શિક્ષણની સફળતા માટે બે ઝુંબેશો અને બે સંચાલકોની જરૂર છે, એક સ્ત્રી, અને એક પુરુષ. બંને ઝુંબેશો સાથે સાથે ચાલવી જોઈએ. પણ તેમાં ફેર હોઇ શકે, સ્ત્રીઓને ઘરમાં શીખવવામાં આવે. તેમને ઘણું કરી ૧૨થી ૩ સુધી નવરાશ હોય છે. સાંજે તેમને ધણીઓ તથા બાળકોની સંભાળનું કામ હોય છે. પાઠના વિષયો ઘરસંસારને લગતા હોવા જોઇએ. સ્ત્રીઓ માટેની ઝુંબેશ પર ખાસ ધ્યાન આપીને તેને પુરુષો માટેની ઝુંબેશથી જુદી કરવી એ ઇચ્છવાજોગ છે. પુરુષો માટેની ઝુંબેશ ઉપરથી યોગ્ય સૂચનાઓ લઈ શકાય ખરું, પણ પદ્ધતિમાં ને પાઠોની રચનામાં સ્ત્રીઓ માટે ખાસ અલગ મહેનત કરવામાં આવવી જોઇએ

હિંદના પુરુષો માટે નવીન આશાનો દિવસ ઉગે છે ખરો, પણ શું તેમાં સ્ત્રીઓને ભાગ મળશે? સ્ત્રીઓ પોતે જો તેમાં ભાગ લે તો જ. પુરુષો પર આધાર ન રાખતાં જો તેઓ પોતે મહેનત કરે તો જ. તેઓએ પોતે કામ કરવું પડશે અને તેઓ તે કરી પણ શકશે.

જેમ પુખ્ત ઉમરના પુરુષો ઝડપથી ભણી શકે છે તેવી જ ઝડપથી પુખ્ત ઉમરની સ્ત્રીઓ પણ ભણી શકે છે એ અનુભવથી સાબીત છે. ઘણું કરીને તેઓ વધારે મહેનત કરે છે. અમે આ પ્રકરણ સમાપ્ત કરીએ છીએ એટલામાં જાણ થાય છે કે ૧૯૩૯માં ફિલિપ્પાઇન બેટમાં ડાકટરી સરકારી પરીક્ષામાં ૨૦૬ વિદ્યાર્થીઓ પાસ થયા, ને જેઓએ પહેલા દસ નંબરો લીધા તેઓ બધી સ્ત્રીઓ હતી. પરીક્ષા આપનાર ૩૪ સ્ત્રીઓ હતી. સ્ત્રીઓ કેટલી બધી હોશિયાર છે!

(આ ચોપડીની અંગ્રેજી આવૃત્તિમાં ડૉ. લૉબાકે પાંચ પાનાં ભરીને હિંદના જુદા જુદા ભાગોમાં જે જે દેશી તથા પરદેશી મિશનેરીઓએ પાંત્રીસ વરસોથી પ્રૌઢોને ભણાવવાના પાઠો રચવામાં પ્રયત્નો કર્યા છે તે તે વિસ્તારીને લખ્યું છે. આ આવૃત્તિમાં સ્થળસંકોચને લીધે માત્ર એવા જે પ્રયત્નો પશ્ચિમ હિંદને લગતા છે, જે આપણને વિશેષ રસિક લાગે છે, તેવા થોડા દાખલા આપેલા છે.)

માઈનપુરીમાં ડૉ. જે. એચ લૉરેન્સ ત્રીસ વરસ પર પ્રયોગ માટે પાઠો રચતા હતા. મધ્ય હિંદના મિશનેરીઓએ પ્રયોગ કરવા માટે પાઠોના ત્રણ જુદા જથા તૈયાર કરવાની હિંમત ધરી. ગંતુરમાં મિસ એ ગલે પોતે પાઠનો જથો રચીને છપાવ્યો. રેવ. જે. સી. કોનિંગે હિંદીના સામાન્ય શબ્દોની ટીપ તૈયાર કરી. ઓસ્ટ્રેલીઆના તથા અમેરિકાના બાપ્ટિસ્ટ મિશનેરીઓએ એક ઘરમાં એકત્ર થઈને ગારા ભાષામાં પહેલવહેલો પાઠનો જથો તૈયાર કર્યો.

નવું સાહસ ખેડવામાં મિશનોના ઉત્સાહનો દાખલો સિકંદરાબાદમાં અમારા અનુભવથી દેખાય છે. અમે હમણાં જ આવ્યા હતા અને કેળવણી ખાતાના સંચાલકની મુલાકાત લેવાનો વિચાર કરતા હતા એટલામાં દુકાન આગળ ટાંગેલું બ્રિટિશ અને ફૉરેન બાયબલ સોસાયટીનું પાટિયું અમારી નજરે પડયું. એના

એજન્ટ અમને ફ્રેન્ક સી. લૅકટને મળવા લઇ ગયા. તેઓ અમને એકદમ આઠ માઇલ દૂર મેદાક લઇ ગયા, અને ત્યાં અરાઢ માણુસોને પાઠ રચવામાં મદદ કરવા એકઠાં કર્યાં. તેમની બે ટોળી બનાવવામાં આવી, અર્ધાંએ પાઠ રચ્યા ને અર્ધાંએ ચિત્ર દોરીને પાઠ ઉતાર્યા ચાર દિવસ પછી અમે દરિયાની સફરે ઉપડી જવાના હતા તેથી વખત બહુ થોડો હતો, તોપણ તે ચાર દિવસોમાં અમે સફળતા પામેલા પાઠોમાં એક ઉત્તમ પાઠનો જથો તૈયાર કરી શકયા.

એથી ઉલટો એક દાખલો: અમુક દેશી રાજ્યમાં કેળવણીખાતાના એક સંચાલક એવું કામ કરવા ઉત્સાહી હતા, પણ સરકારી તહેવાર હોવાને લીધે બે દિવસ સુધી એક પણ માણુસ કામ કરી શકયા નહિ! અમારે આગબોટ પકડવાની હતી તેથી તે રાજ્યમાં પાઠ રચાયા નહિ; ઉત્સાહ ન હતો એમ નહિ પણ સરકારને જે બંધનમાં રહી કામ કરવું પડે છે તેને કારણે એમ થયું.

એવું કદાપિ થશે કે ઉપર પ્રમાણે જે પાઠો રચવામાં આવ્યા તેઓમાંના ઘણાને બદલે પ્રયોગ કર્યાં પછી બીજા સારા પાઠો રચાશે ને તે તેમનું સ્થાન લેશે. બીજા જાણે સમયની અગાઉ હોય એવા હોવાથી તે થોડાં વરસ પછી સ્વીકારવામાં આવશે. બીજા ઘણાનો થયેલો ખર્ચ પણ પાછો ન મળે, એનું કારણ પાઠ સારા નથી એમ નહિ, પણ દેશમાં નવું સ્વીકારવાનો ભાવ નહિ હોવાથી અને જૂનું પ્રિય લાગતું હોવાથી, અને લોકોની મંદ સ્થિતિ એ કારણો છે પણ તેથી એમ ન સમજવું કે પ્રયોગ નકામા કર્યા છે, કે સમયસર ન હતા, અથવા પૈસાનો ગેરઉપયોગ થયો. ઊલટું એવું કદાપિ સમજાય કે હિંદને એવા જ પ્રયોગોની જરૂર છે. એ ઉપરથી કદાપિ એમ સમજાય કે હજુ હિંદમાં લાખો માણુસો નવીનતા સ્વીકારવામાં પાછા રહે છે.

---

## પ્રકરણ ૭મું

# ધાર્મિક સંસ્થાઓ શું કરી શકે?

### ૧. ધાર્મિક સંસ્થાઓ પાઠો તૈયાર કરવામાં અગ્રસ્થાન લે છે

બધે જ સરકાર નવા રસ્તાઓ લેવામાં બહુ મંદ હોય છે. જે વિચારો ઉપર અખતરાઓ કરવામાં આવ્યા નથી એને દાખલ કરતાં બીએ છે, કડવો અનુભવ થાય એવી એમને ભીતિ રહે છે, જ્યારે મિશનેરીઓ અખતરા કરનારા છે અને નવા વિચારો. યોજનાઓ, ઈત્યા. કામે લગાડનારા છે. આવી જાતની એમની વૃત્તિને લીધે જ ઇબ્રાહીમની પેઠે ઈશ્વરના તેડાને આધીન થઇને તેઓએ પોતાના દેશ છોડયા છે. તેઓ જ નવી શિક્ષણપદ્ધતિઓ અને ઝુંબેશની નવીન રીતોના પ્રયોગ કરવા લાયક છે.

આપણે એ શીખવાની જરૂર છે કે અખતરા કરવા એ ઉડાઉપણું નથી. આ સૈકાની ચમત્કારિક પ્રગતિનું રહસ્ય અવિરામ શોધખોળો છે.

૧૯૩૪માં ડૉ. મેસન ઓલકૅાટ નામના એક મિશનેરીએ તામીલ ભાષામાં વાચનપાઠો તૈયાર કર્યા. પણ એ બહુ કઠિન માલૂમ પડયા. તેમણે તામીલ ભાષામાં બીજી બે વાચનશ્રેણીઓ તૈયાર કરવામાં સહકાર આપ્યો, અને ત્રીજી વાર રેવ. એ. એ. શ્રોઅરને સહકાર આપીને સંપૂર્ણ ફતેહ મેળવી. આપણે એ પાઠ શીખવાનો છે કે અખતરા પાછળના પ્રયત્નો ઉડાઉપણું નથી. આ જમાનાની અચંબો પમાડે એવી યાંત્રિક પ્રગતિ થાકયા વિના પરિશ્રમ કરવાનું ફળ છે.

ગુજરાતનાં મિસ એલ. એફ. ઑસ્ટીને તથા એમની સાથે કામ કરનારાઓએ ગુજરાત પ્રદેશના કેળવણી બાબતમાં સારા

કેળવાયેલા માણસોને એકત્રિત કર્યા અને હિંદુસ્તાનમાં કોઇ પણ જગાએ નહિ વપરાયેલી એવી એક નવી જ પદ્ધતિ ઉપર કામ કરવા માંડયું—એમાંની કેટલીક બાબતો તો દુનિયાભર કોઇ પણ વાચનપાઠોમાં નથી. એમણે જે પ્રકારની પદ્ધતિ શોધી કાઢવાનું સાહસ ખેડયું તે આજે ચિત્ર-શબ્દ-અક્ષરના નામથી પ્રખ્યાત છે.

શોલાપુરમાં રેવ. અને મિસિસ વિલ્યમ હેઝને મરાઠી ભાષામાં પાઠો તૈયાર કરવા વારંવાર સમિતિઓ બોલાવી છે. મોગા (પંજાબ)માં ડૉ. અને મિસિસ એ. ઇ. હાર્પરે પંજાબના ઉત્તમ કેળવણીકારોને આમંત્રણ આપીને ક્રાંતિ કરનાર પ્રૌઢો માટે વાચનપાઠો તૈયાર કર્યા છે.

મદ્રાસ યુનિવર્સિટીના વાઇસ-ચાન્સેલરે ઠીક જ કહ્યું છે, કે "એક સૈકા પહેલાં ઉચ્ચ કેળવણીને દાખલ કરનારાઓમાં મિશન સંસ્થાઓ પ્રથમ હતી, અને ફરી આ પ્રૌઢ શિક્ષણના બહુ અગત્યના કાર્યમાં પણ તેઓ જ આગેવાની લઈ રહ્યાં છે."

આ વાકયમાં કશીજ અતિશયોક્તિ નથી. જેમ ઘણી વાર આખી દુનિયામાં કેળવણીના ક્ષેત્રમાં બને છે તેમ જ્યારે કોઇ પણ અશકયતાને અપનાવવા તૈયાર નથી હોતા ત્યારે મિશનેરીઓએ સાક્ષરતા ઉપર અખતરાઓ શરૂ કર્યા છે.

સરકાર પાસે વધારે પૈસા છતાં ખાનગી સંસ્થાઓ તેના કરતાં અખતરો કરવા વધારે સ્વતંત્ર છે. સરકારી અમલદારોના કામની ટીકા કરનારાઓ તેમને નીહાળીને જુએ છે, તેમની ભૂલો કાઢવા ને તેમની જગ્યા લેવા કેટલાંક તૈયાર હોય છે, તેથી નવી પદ્ધતિઓ ને નવી રીતો તપાસવા તેઓ અટકે છે.

### ૨. ધર્મ સેવાની ભાવના ઉત્પન્ન કરી શકે છે.

બીજી સંસ્થાઓ કરતાં હિંદુ, મુસલમાન કે ખ્રિસ્તી ધાર્મિક સંસ્થાઓ પોતાના ધર્મના અનુયાયીઓને ભણાવવાની મોટી ઇચ્છા રાખે છે. તેમનો મોટો હેતુ એ હોય છે કે તેઓ પોતાના ધર્મગ્રંથો વાંચે.

જ્યારે ધર્મ માનવજાતિની ઉન્નતિના કાર્યમાં જોડાય છે ત્યારે એની શક્તિની બરોબરી કરી શકે એવું પૃથ્વીના તટ ઉપર કંઇજ નથી. ધર્મની આસ્થાને પરિણામે જે દવાખાનું બંધાય છે એની સુંદર સેવાની સાથે સરકારી કે સાર્વજનિક દવાખાનાંઓ જેમાં પુષ્કળ પૈસો અને વત્તી સારી સાધનસામગ્રીઓ હોય છે તેમની બેદરકારીભરી સેવાનો મુકાબલો કરો. ધર્મ સાક્ષરતાની ઝુંબેશમાં માણુસને પોતાનો પૂરેપૂરો પ્રાણુ અર્પી દેવાને પ્રેરી શકે છે. "પ્રત્યેક જણુ બીજા એકને ભણાવે" એ યોજના જે સેવાભાવના ઉપર અવલંબે છે તે ભાવનાની મંદ જ્યોતને ધર્મ આગ બનાવી શકે છે. વારંવાર વાઇસ-ચાન્સેલરો, પ્રીમિયરો અને કેળવણીના મુખ્ય આગેવાનો કહે છે, કે "જ્યાં સુધી આ કાર્ય માટે આપણે ધર્મની ધગશ પકડીશું નહિ ત્યાં સુધી હિંદુસ્તાનને સાક્ષર બનાવવાની આશા કેવળ વ્યર્થ છે."

દીવાન બહાદુર એસ. ઈ. રંગાનાથાન, મદ્રાસ યુનિવર્સિટીના વાઈસ-ચાન્સેલરે કહ્યું, કે "જો આ પ્રૌઢશિક્ષણુની ઝુંબેશ વધીને સફળતા પામવાની હોય તો સેવા કરવાની ખરી ભાવનાની જરૂર છે."

ડૉ. ઈ. સ્ટેન્લી જોન્સ નવા જીવનની ચળવળ હિંદના લાખો માણુસોની આગળ દાખલ કરીને "એક એકને શીખવે" એ પદ્ધતિથી બનનાર "સાક્ષર હિંદ"ને તેમના હેતુઓની ટીપમાં પહેલું સ્થાન આપે છે. ધર્મના આગેવાનો સાક્ષરતાની ઝુંબેશને કેવો જબરો વેગ આપી શકે છે, તે તેઓ બતાવે છે. સાક્ષરતા ધર્મને બહુ મદદરૂપ છે, કેમકે એને માટેની ઝુંબેશની મારફતે જાગૃત થયેલી ધાર્મિક ભાવના સેવાનો ઉત્તમ માર્ગ મેળવી શકે છે. નાના પટ ને મોટા દિલ ઉપરાંત બીજા નહિ જેવા સાધનથી પોતાના સાથીભાઇઓ ઉપર પ્રેમ કરનાર દરેક આ સેવા કરી શકે છે.

### ૩. ધાર્મિક સંસ્થાઓ ઝૂંબેશો ચલાવે છે.

જ્યાં કહીં સરકારે હજી સુધી પ્રૌઢશિક્ષણુના કાર્યની જવાબદારી શીર લીધી નથી ત્યાં ધાર્મિક સંસ્થાઓ ઉત્સાહ જાગૃત કરી

શકે છે, અને ઝુંબેશ શરૂ કરીને શક્યતા બતાવી આપી શકે છે.

આંધ્ર પ્રાંતમાં એવો એક ઉત્તમ દાખલો મળી આવે છે. એંગ્લિકન ટ્રેનિંગ કોલેજના મિ. કે. જે. જી સુંદરામે કેટલાંક વરસથી ડોર્નેકલ જીલ્લામાં સાક્ષરતાની ઝુંબેશ ચલાવી છે. ઈંગ્લીશ મેથોડિસ્ટ મંડળીમાં કેટલાંક મિશનેરીઓ પણ એ કામ ચલાવે છે. દક્ષિણ હિંદમાં કેટલાંક મિશનોમાં સાક્ષરતાની ઝુંબેશો માટે સંચાલકો છે. (૧૯૪૨ના હેવાલ પ્રમાણે આખા હિંદમાં મિશનોના નિરક્ષરતા નિવારણ કરવાની ઝુંબેશો માટે પૂરો વખત આપનાર સંચાલકો વગર પ્રૌઢ શિક્ષણની ઝુંબેશ સારી રીતે વધી શકતી નથી, એ સૌ ધર્મસંસ્થાઓ માને છે.)

હિંદુ, મુસલમાન કે ખ્રિસ્તી ગમે તે ધર્મ હોય પણ તેમાં એમની જવાબદારી કેટલી છે એ વિષે બે મત છે. એક મત ધરાવનારાઓનું એવું કહેવું છે કે ફક્ત પોતાના જ ધર્મના અનુયાયીઓને અક્ષરજ્ઞાન આપવું. તેઓને એમ લાગે છે કે પોતાના જ વર્તુળમાં હજી એટલાં બધાં અપૂર્ણ કાર્યો છે કે જે નાણાં છે તે વડે પોતાના વર્તુળની બહાર જઇ શકે નહિ.

બીજા મતવાળાઓનું એવું માનવું છે કે આ ભગીરથ જવાબદારી ઉઠાવવા માટે હરેક સ્વદેશ સેવાભાવી સ્ત્રીપુરુષના પ્રયત્નોની જરૂર છે, કે કેટલાક પંથો આ કાર્યમાં એટલા બધા પછાત છે કે તેઓને આગળ વધારવા માટે બીજાંઓની મદદ આવશ્યક છે; કે જે કાર્ય કોઇ પણ ખાસ ધર્મ સાથે સંબંધ ધરાવતું નથી એવું કાર્ય કરવા માટે ધર્મની સીમાઓ બાંધી ન દેવામાં આવે તો માનવજાતિના ભ્રાતૃત્વનો ખરો આત્મા વધારે સારી રીતે વ્યક્ત થાય છે; અને આ કાર્યમાં હાલમાં સમય અને નાણાંનો જે વ્યય કરવામાં આવે છે તે આખા દેશની ભલાઇ અને ઉપકારના રૂપમાં પાછાં મળશે. અનુભવ ઉપરથી અમને એમ લાગે છે કે બીજા મતને પુષ્કળ પુષ્ટિ મળે છે. જે કોઇ પોતાને આ ઝુંબેશના કાર્યમાં નથી ઝંપલાવતો તે પોતાને જ બહાર રાખે છે.

ધાર્મિક સંસ્થાની ઝુંબેશોમાં એક અટકાવ આ છે કે તેને માટે પૈસાની ખોટ છે. મિશન તથા મંડળીની આવક ભાગ્યે જ જરૂરિયાતો માટે પૂરતી છે. તેથી સ્થાપેલી સંસ્થાઓ ચલાવવા ઉપરાંત બીજા પૈસા કાઢવા એ મુશ્કેલ છે. પણ સંસ્થાઓની સરખામણીમાં પૃથ્વી પરની બીજી બધી સંસ્થાઓ કરતાં ઓછે પૈસે વધારે કામ કરતાં મિશનોને આવડે છે, તેથી સાક્ષરતાની ઝુંબેશમાં પૈસા વગર કે થોડે પૈસે પરિણામ લાવવું એ હિંદને માટે કીમતી પાઠ છે.

હિંદુસ્તાને નિરક્ષર ગામડિયાનું માનસ સમજવાની જરૂર છે—એનો અભ્યાસ કરવાની જરૂર છે, જેથી બાળકથી એ કેટલો ભિન્ન છે તે, એ કયી બાબતોમાં ખૂબ જ આનંદ લે છે, કેવી રીતે એ બહુ સહેલાઇથી ભણી શકે, કયારે અને કેવી રીતે એને ભણાવી શકાય—એ જાણી શકાય. "ભણવાની હોંશ" કેવી રીતે ઉત્પન્ન કરવી એ યુનિવર્સિટી સંશોધન કરી જણાવી શકે છે.

## ૫. ધાર્મિક સંસ્થાઓ નવા થયેલા સાક્ષરો માટે લખે છે.

જેવી રીતે સરકાર કરતાં ધાર્મિક સંસ્થાઓને પાઠ રચવામાં છૂટ છે તેમ સાહિત્ય તૈયાર કરવામાં તેઓને નવાં સાહસો ખેડવામાં પણ છૂટ છે. ગામડાંના અભણો જે શબ્દો બોલે છે તે શબ્દો વાપરીને સાહિત્ય લખવું એ હાલની તાત્કાળિક અગત્યતા છે, ચોપાનિયાં ને ચોપડીઓ નફો મેળવી શકે એટલા વાચકો થાય ત્યાર પહેલાં બહાર પાડવાની જરૂર છે.

ચોપડીઓ ને પાનિયાં જૂજ કિંમતે વેચવાં જોઇએ, જેથી ગરીબમાં ગરીબ માણસો પણ તે ખરીદી શકે. કમાવાનો હેતુ પૂરતો ન હોવાથી માણસની જરૂરિયાત પૂરી પાડવાનો હેતુ જરૂરનો છે. દુનિયામાંનાં બાજા બળો કરતાં ધર્મ માણસોના મનમાં એ ભાવ ઉત્પન્ન કરે છે, અલબત ધર્મ એ નિઃસ્વાર્થી સેવા કરવાના ઝરાનું મૂળ છે.

અધિકારીના હુકમથી કોઇ ભાગ્યેજ સારી રીતે લખી શકે છે. અંતર દિલમાંથી પ્રેરણા ઉત્પન્ન થાય છે, અને ઇતિહાસ જોતાં બીજા કોઇ હેતુ કરતાં ઇશ્વરના તેડાની સમજથી તે ઉત્પન્ન થાય છે. હિંદમાં એ ખાસ ખરું છે.

વળી જે સાહિત્ય ધાર્મિક પ્રેરણાથી લખાય છે તે વધારે ચોખ્ખું ને યોગ્ય હોય એનો સંભવ છે, કેમકે લખનાર વાંચનારનું હિત શોધે છે. કુવાસનાઓ ને ખોટાં કામ સંબંધીની ઘણી સંસ રી ચોપડીઓ લખાય છે કેમકે લોકોની કુઇચ્છાથી તેઓ સારી રીતે વેચાય છે. ધાર્મિક હેતુથી જે ચોપડીઓ લખેલી છે તે ચોપડીઓ દુકાનોમાંથી કાઢી નાખવામાં આવે તો વાંચવાની શક્તિ મેળવવાથી હિંદને ફાયદો થાય કે નહિ તે વિષે ઘણી શંકા નથી. ધાર્મિક હેતુથી પ્રેરાયેલા માણસે એ હિંદ માટે સાહિત્ય લખવું જોઇએ એટલુંજ નહિ પણ એ તેઓની લખવાની ફરજ છે. આ જરૂરિયાત ધાર્મિક માણસો માટે ઇશ્વરનું તેડું છે.

ફિલિપાઇન બેટો, હિંદ તથા ચીન દેશમાં તથા બીજા દેશોમાં જે મોટો લાભ સાક્ષરતાની ઝુંબેશોથી થયો છે તેના કારણથી અમે મંડળીઓને વિનંતી કરીએ છીએ કે તેઓ આ કામ સંબંધી વધારે જાગૃતિ બતાવે. નિરક્ષરતાનિવારણ માટે જે મોટામાં મોટી મદદ તેઓ કરી શકે તે એ છે કે પોતપોતાનામાંથી નિરક્ષરતાનો ડાઘ તેઓ દૂર કરે. જેમ નિરક્ષરો સાક્ષર થશે તેમ પુખ્ત ઉંમરના માણસોમાં ધાર્મિક કેળવણી આપવાના પ્રસંગો વધશે.

"જેમ દવા માણસોનાં શરીરોને નીરોગી કરે છે તેમ સાક્ષરતા તેમનાં મન છૂટાં કરે છે, અને ખ્રિસ્તી કાર્યક્રમમાં આ કાર્ય યોગ્ય સ્થાન લે છે."

શું દરેક ધર્મ આ પ્રમાણે કહી ન શકે?

મદુરામાંની અમેરિકન મિશન કૉલેજના રસ્તાની સામે તેના વિદ્યાર્થીઓ કેટલાંક વરસથી પુખ્ત ઉમરનાં માણસોને માટે

શાળા ચલાવે છે. જે કોઇ તે રસ્તે થઇને જતું તેને ભણાવવા માટે કોઇ વિદ્યાર્થીને નિમવામાં આવતો.

નાગપુરની હિસ્લોપ કૉલેજના પ્રોફેસર ડી જી. મોઝેસે ૧૯૩૨ની સાલમાં એક "સામાજિક સેવામંડળ" સ્થાપન કર્યું. પાંચેક જુદી જુદી જગાઓમાં તેઓ નિરક્ષરોને ભણાવતા ને બીજી સારી સેવા કરતા આવ્યા છે. આસરે ૩૦૦ નિરક્ષરો આ વર્ગોમાં હાજરી આપતા ને ૧૩૬ વિદ્યાર્થીઓ આ કામમાં ભાગ લેતા. કૉલેજ તરફથી આ વર્ગોને સામાન પૂરો પાડવામાં આવતો, "સેવામંડળ" શહેરના આબાદ ગૃહસ્થો તરફથી દાનની માગણી કરતું.

પ્રોફેસર એચ. એ. ધર્મરાજ આ કામનો હેવાલ આપીને લખે છે, કે "સ્વયંસેવકોની ખોટના કારણે આ કામનો કોઇ-પણ ભાગ પડતો મુકાયો નથી પાંચ વરસ ઉપર અમે આ કામ શરૂ કર્યું ત્યારે લગભગ વીસ વિદ્યાર્થીઓ ભાગ લેવા ખુશી હતા, પણ આજે ૧૩૦ વિદ્યાર્થીઓમાં સમાજસેવાની ભાવના તીવ્ર છે. વિદ્યાર્થીઓ જ કામ કરે છે, તેમને જ પ્રેરણા છે; તેમને શાબાશી છે."

ડૉ. સી આર. રેડ્ડી, હમણાં આંધ્રા પાઠશાળાના વાઇસ-ચેન્સેલર, જ્યારે "મૈસોર મહારાજા કૉલેજ"માં હતા ત્યારે તેમણે કેટલાક રસીક પ્રયોગો કર્યા. નિરક્ષરોની રાત્રીશાળામાં શીખવવા માટે તેમણે કેટલાક વિદ્યાર્થીઓની મદદ મેળવી, તેઓની ટોળીઓ પાડી. એમાંની એક ટોળી છ અઠવાડિયાં સુધી શીખવતી અને તે પછી બીજી ટોળી તેમનું કામ આગળ ચલાવતી. શીખવવાના કાર્યક્રમમાં તેઓ ભૂગોળ, હિંદનો ઇતિહાસ, ચાલુ સમાચાર, ગામડાંના પૈસાનો વહીવટ, આરોગ્યતા, ખોરાક તથા ખોરાકનાં તત્ત્વો, એવી બાબતો પર ભાષણો કરતા હતા.

મદ્રાસના વાઇસ ચેન્સલરે એવી સૂચના આપી છે કે કોઇ વિદ્યાર્થીને ડીગ્રી આપવામાં આવે ત્યાર પહેલાં તેણે કોઈ ગામ-ડાના કેંદ્રસ્થાનમાં ઓછામાં ઓછાં છ અઠવાડિયાં રહીને કામ

કરવું જોઇએ. યુરોપમાં વિદ્યાર્થીઓએ આવા સ્થાનમાં રહીને ઘણું સારું કામ કર્યું છે. ત્યાં જે માણુસોને પાઠશાળામાં શીખવાનો પ્રસંગ મળ્યો નથી તેઓને એક તક મળે છે, પણ હિંદમાં તો નિરક્ષરતાનિવારણનું કાર્યજ હાથ ધરવાનું છે.

નાગપુર પાઠશાળાના વાઇસ ચેન્સલર મિ. ટી જે કેદાર, સૂચવે છે કે કૉલેજનાં ચાર વરસના અભ્યાસક્રમમાં ઘટાડો કરીને તેને ત્રણ વરસનો બનાવવામાં આવે અને ચોથે વરસે વિદ્યાર્થીઓ ગ્રામ્ય સુધારણામાં તથા સામાજિક સેવામાં કેળવાય. ચોથા વરસના કાર્યક્રમમાં પ્રૌઢશિક્ષણ આવવું જોઇએ.

એક કૉલેજના વિદ્યાર્થીએ કહ્યું, કે "બી એ. ડીગ્રી કોઇને આપ્યા પહેલાં તેમણે ૧૦૦ માણુસોને સરકાર પાસે ખર્ચ કરાવ્યા વગર સાક્ષર બનાવવાં જોઇએ. ૧ ૦૦૦ માણુસોને સાક્ષર બનાવે ત્યારે જ તેને Doctor of Letters અપાય" ઘણું કરીને વિદ્યાર્થીઓ પોતાના શિક્ષકો કરતાં આ બાબતમાં ઉત્સાહી બને છે.

### પ્રકરણ ૮ મું

# સાક્ષરતા માટે વિદ્યાલયો અને અન્ય શાળાઓ શું કરી શકે?

## ૧. કૉલેજો

મોટી ઉંમરનાં સ્ત્રીપુરુષો ઝુંબેશ ચલાવવાને નાણાંની મદદ આપવા તૈયાર હોય છે તેના કરતાં કૉલેજના વિદ્યાર્થીઓ અંગત પરિશ્રમ ઊઠાવીને હિંદુસ્તાનને ઉચ્ચતર બનાવવા વધુ ઉત્સાહી હોય છે. મન પર એવી છાપ પડે છે કે અહીં અતિશય વધારે પડતી શક્તિ સમાજની જરૂરને પહોંચી વળે એટલા પ્રમાણમાં છે.

બીજી કૉલેજોમાં એવી ભાવના હોય છે, ને એવાં કામ પણ થાય છે.

યુનિવર્સિટીઓ ઘણું કરી શકવાને સમર્થ છે. સૌથી પહેલી વાત એ છે કે પ્રૌઢશિક્ષણનાં સઘળાં ક્ષેત્રોમાં પુષ્કળ શોધખોળ કરવાની અનિવાર્ય અગત્ય છે. આ ક્ષેત્રોમાં કામ કરવાને યુનિવર્સિટીઓ હકદાર છે—તેઓ હાલમાં જે ક્ષેત્રોમાં કાર્ય કરી રહી છે એના કરતાં આ ક્ષેત્ર વધારે ફળજનક છે.

હિંદુસ્તાનની જુદી જુદી ભાષાઓમાં મર્યાદિત શબ્દભંડોળ-ની અતિઘણી જરૂર છે. આ જરૂર ફક્ત પ્રાથમિક વાચનમાળા-ઓને માટે જ નથી, પણ હાલ પ્રથમ પોથીઓ પછી વાચવાનું જે નવું જ સાહિત્ય ઉપજાવવામાં આવે છે તેને માટે પણ છે. આ પણ યુનિવર્સિટીઓ માટે એક હકદાર ક્ષેત્ર છે.

આ ઉપરાંત હિંદુસ્તાનની દરેક ભાષામાં મૂળાક્ષરોની સંખ્યામાં કોઈ રીતે સુધારો કરવાની ઘણી જ જરૂર છે. શું

રોમન મૂળાક્ષરો વાપરવાથી આખા હિંદુસ્તાનને સાક્ષર બનાવવાનું સહેલું થઇ શકે કે નહિ? આ દિશામાં પણ યુનિવર્સિટી ઘણું કરી શકે એમ છે.

પ્રૌઢ શિક્ષણના ક્ષેત્રમાં, અમારી ધારણા પ્રમાણે સૌથી સારામાં સારો માર્ગ એ છે કે કેટલાક કેળવણીકારો એકત્રિત થઇને ઉપરોક્ત દિશાઓમાં સંશોધન કરે.

આજ સુધી કોઇપણ કૉલેજે એક આજના જમાનામાં અતિ અગત્યની વાત તે દાખલ કરી નથી. ને તો એ કે મર્યાદિત શબ્દભંડોળનો ઉપયોગ કરીને નવું સાહિત્ય બહાર પાડવા માટે વર્તમાનપત્રો ચલાવવાના ધંધાના (journalism) વર્ગની સ્થાપના પ્રાથમિક વર્ગોમાં જે વિદ્યાર્થીઓ સાદા શબ્દો વાપરવામાં ચપળતા બતાવે તેઓને આ વર્તમાનપત્રો ચલાવવાના ધંધાના (Journalism) વર્ગમાં દાખલ થવા ખાસ શિષ્યવૃત્તિ આપવી જોઇએ. નજીકના ભવિષ્યમાં નિરક્ષરતાનિવારણની મહાન ઝુંબેશ શરૂ થશે તે વખતે આવી અસંખ્ય શાળાઓ (વર્ગો)ની તથા એવી શાળાઓમાંથી ઉતીર્ણ થયેલા હજારો લેખકોની જરૂર પડશે.

## ૨. ટ્રેનિંગ શાળાઓ

કૉલેજો માટે જે કંઇ ઉપર કહેવામાં આવ્યું તે ટ્રેનિંગ શાળાઓને પણ લાગુ પડે છે પણ આ ઉપરાંત એમના ઉપર બીજી એક ઘણી ભારે જવાબદારી રહેલી છે એટલે સાક્ષરતા અને પ્રૌઢશિક્ષણનાં ક્ષેત્રોમાં કામ કરવા ખાસ કેળવણી આપનાર વર્ગો દાખલ કરવાની. જો ટ્રેનિંગ શાળાઓ નિષ્ફળ નીવડે—અથવા આ જવાબદારી ન લે—તો બીજે કયાંથી એની આશા રાખી શકાય? અત્યારે અમારી જાણ પ્રમાણે કોઇ પણ ટ્રેનિંગ શાળા એવી નથી કે જેમાં આ પ્રકારના વર્ગો પૂરી રીતે ચાલતા હોય. કદાપિ આ પુસ્તક પ્રગટ થશે તે પહેલાં કોઈ ટ્રેનિંગ શાળામાં આવો વર્ગ ચાલશે.

આવી ખાસ કેળવણી માટેના અભ્યાસક્રમમાં આ પુસ્તકમાં વર્ણવેલી હકીકતો આવી જવી જોઈએ. એ અભ્યાસક્રમ ભાષણો ને પુસ્તકો મારફતે જ્ઞાન આપશે તેમ જ અનુભવ કરાવીને પણ શિક્ષણ આપશે. પણ ટ્રેનિંગ શાળાએ ફક્ત આટલું જ કરી સંતોષ માનવાનો નથી. પણ તે વૈજ્ઞાનિક પદ્ધતિએ સર્જક તથા ખુદ પોતે જ પોતાના વિદ્યાર્થીઓને સંશોધન કરવા કેળવશે. કેમકે હિંદુસ્તાનમાં નિરક્ષરોને ભણાવવાનું કાર્ય એક બાળવિજ્ઞાન છે, અને બીજા કોઇ પણ વિજ્ઞાન કરતાં સુંદરમ અને ભાગવત જેવા નિર્ભય કલ્પનાશક્તિ વાપરનારા સંશોધકો અને સર્જકોની ઘણી જ અગત્ય છે. આવી શાળાઓની એક ખાસ ફરજ એ છે કે હોશિયાર વિદ્યાર્થીઓને શોધી કાઢવા

ભવિષ્યના સંચાલકો માટે ખાસ અભ્યાસક્રમ ઉપરાંત દરેક ટ્રેનિંગ શાળાએ ભવિષ્યના દરેક શિક્ષકને કેવી રીતે "ગ્રામ્ય ઝુંબેશનો સંચાલક" થવું એ શીખવવું જોઇએ. આ પ્રકારના અભ્યાસક્રમમાં "પ્રૌઢશિક્ષણ" સંબંધીનું આછું શિક્ષણ આપવાનું નથી પણ પ્રૌઢ માણસોમાં નિરક્ષરતાનિવારણના વ્યવહારૂ પ્રશ્નોને હાથ ધરવાના છે.

આ ટ્રેનિંગ શાળાના વિદ્યાર્થી પાસે કયાં કામની આશા રાખી શકાય? પહેલાં તો દરેક વિદ્યાર્થીએ આ પુસ્તકમાં વર્ણવેલી પદ્ધતિ પ્રમાણે કેટલાય નિરક્ષરોને ભણાવવા જોઇએ એ માટે કે આ બાબતમાં બીજાઓને કેવી રીતે મદદ કરવી તે એ જાણે. બીજું, દરેક વિદ્યાર્થીએ આ પુસ્તકનો એવો અભ્યાસ કરવો કે એવી પરીક્ષામાં તે સારા નંબરે પાસ થાય

કેળવણીના છેવટના પ્રકાર વિષે હિંદના સેવકો ગમે તે કહે, પણ અત્યારે હિંદુસ્તાન ચોક્કસપણે એવા શિક્ષકોને આમંત્રણ આપી રહ્યું છે કે જેઓ નિરક્ષરતા નિવારણની ઝુંબેશ કેવી રીતે ચલાવવી એ જાણે છે. આ આમંત્રણ ટ્રેનિંગ શાળાઓને માટે છે.

## ૩. નિરક્ષરતાનિવારણની ઝૂંબેશમાં હાઈસ્કૂલોનો ફાળો

આપણે આશા રાખી શકીએ કે હાઇસ્કૂલો પણ હિંદને સાક્ષર બનાવવાના ભારે બોજાને ઉંચકવામાં મદદ આપશે

૧ ઐાધ, ઓરિસ્સા વગેરે પ્રાંતોમાં જેમ ચાલે છે તેમ વિદ્યાર્થીઓ નિરક્ષર પ્રૌઢોને ભણાવે. વિદ્યાર્થીઓ ભણાવે માટે તેઓને કંઈ ઇનામ આપવાં અથવા જેઓ ભણાવે તેઓને કોઇ જાતનો બદલો આપવો, અથવા ઉપલા ધોરણમાં જવા માટે તેઓ એક નિરક્ષર પ્રૌઢને ભણાવે એવા ઉપાયોથી આવાં કામ કરવા માટે ઉત્તેજન મળશે.

જો શિક્ષકોને સદ્દર્શન થયું હશે—અથવા તેઓ આ પ્રત્યે જાગૃત થયા હશે—તો આ ઉંમરના વિદ્યાર્થીઓ બીજાને ભણાવે માટે સખત પગલાં લેવાની કશીજ જરૂર રહેશે નહિ.

૨. નિરક્ષરતાના અંધકારમાંથી નીકળી આવેલા નવા શિક્ષિત પ્રૌઢો માટે જે સાહિત્યની જરૂર છે તે હાઈસ્કૂલોના વિદ્યાર્થીઓ પૂરી પાડી શકે છે. એ સાચુ છે કે શિક્ષકોએ એમનાં વ્યાકરણ અને ભાષાને સુધારવાં પડશે. પણ જે જે લખાણકામ કચરાની ટોપલીમાં ફેંકી દેવાનુ છે તેને તપાસવાની અને સુધારવાની જરૂર છે તો આને એથી વિશેષ છે.

૩ હાઈસ્કૂલોના શિક્ષકો, એમના વિદ્યાર્થીઓ નિરક્ષર પ્રૌઢોને શીખવે તે વખતે દેખરેખ અને દોરવણી આપતી વખતે નવી નવી પદ્ધતિઓ ઉપર અખતરા કરી શકે છે. હિંદુસ્તાનમાં કેટલાક સારામાં સારા વાચનપાઠો મિડલ સ્કૂલોના શિક્ષકોએ તૈયાર કર્યા હતા.

## ૪. કેવી રીતે પ્રાથમિક શાળાઓના શિક્ષકો પણ પ્રૌઢશિક્ષણના કાર્યમાં જોડાઇ શકે

આજ સુધી બીજી કોઈ પણ સંસ્થા કરતાં પ્રાથમિક શાળાઓ ઉપર સાક્ષરતાનો બોજ વધારે છે. મોટા ભાગના

બાળવાચનમાળાઓના લેખકોએ પોતાની પ્રાથમિક શાળાઓને પ્રયોગશાળા તરીકે વાપરીને તે વાચનમાળાઓ બનાવી હતી, અને તેઓ દરેક નવા વિચારની શી અસર થાય છે એવું હમેશાં અવલોકન કરતા.

બહાર પ્રાંતની પ્રૌઢશિક્ષણ ઝુંબેશ પ્રાથમિક શાળાના શિક્ષકોના આધારે જ ચાલી હતી અને આજે હિંદુસ્તાનભરમાં જ્યાં કહીં આવી ઝુંબેશો ચાલે છે ત્યાં પ્રાથમિક શાળાઓના શિક્ષકો ઉપર જ મુખ્ય આધાર રાખવામાં આવે છે. તેઓ દિવસે છોકરાંને શીખવે અને રાત્રે મોટી વયનાંને શીખવે. હિંદના દરેક ભાગમાં પ્રાથમિક શાળાઓના હજારો શિક્ષકો પ્રૌઢોને ભણાવવાનું કામ કરી રહ્યા છે. જો કોઇ માણસ સાધારણ વ્યક્તિને પૂછે કે હિંદુસ્તાન કેવી રીતે શિક્ષિત કે ભણેલું બની શકે તો તે એમ જ કહેશે કે પ્રાથમિક શાળાના શિક્ષકો પોતાના નિશાળના વખત ઉપરાંત વખત આપીને કામ કરે તો જ થઇ શકે.

ખરી રીતે જોતાં પ્રાથમિક શાળાઓના શિક્ષકો પોતાનો બમણો વખત આપે અને લાયક શિક્ષકો બને; અથવા પ્રૌઢોને ભણાવવા પ્રાથમિક શાળા તજી દઈ હિંદને સહાય આપે, એવી જો આપણે આશા રાખીએ તો તે ભૂલભરેલી છે. ઘણુ કરીને તેઓ જે કામ વધારે સારી રીતે કરી શકે એ તજી દઇને સાધારણ સારું કરી શકે તે કરે છે. હજારો સ્થળો એવાં છે કે જ્યાં પ્રૌઢોને ભણાવવાની જવાબદારી શિક્ષક ઉપર જ આવવી જોઇએ, પણ એવાં સ્થળોએ શિક્ષક એવી કેળવણી મળેલી હોવી જોઇએ કે તે આ કાર્ય એવી રીતે હાથમાં લે કે એની પીઠ પરનો બોજ બીજા પણ ઊઠાવી શકે.

આ ઉપરથી જોઇ શકાય છે કે હરેક ટ્રેનિંગ શાળાએ દરેક ભવિષ્યના પ્રાથમિક શાળાના શિક્ષકને ' ગામડામા પ્રૌઢશિક્ષણ-ની ઝુંબેશ કેવી રીતે ચલાવવી '' એ પ્રકરણમાં સૂચવેલી વાતો ધ્યાનમાં રાખીને કેવી રીતે એ પોતાના સમાજને વ્યવસ્થિત કરી આ કાર્યમાં ઝંપલાવે એ શીખવવું જોઈએ.

હવે પ્રશ્ન એ છે કે ગ્રામ્યશાળાનો શિક્ષક **આવું મહાન કાર્ય કેવી રીતે કરી શકે?** આ પ્રશ્નનો સાદો પણ એક જ જવાબ એ છે કે જેમ બીજા કામના સંચાલકો કરે છે તેમ, એટલે "કામની એવી વ્યવસ્થા કરો કે બીજાઓ તમારે માટે કામ કરે." જો ગામને ભણેલું બનાવવું હોય તો સૌથી ઉત્તમ માર્ગ એ છે કે તે કોઈ આગેવાન બનવાની કુદરતી શક્તિઓ ધરાવનાર વ્યક્તિને એવી રીતે કેળવે કે તે આખા ગામને શિક્ષણના અને પોતાની ઉન્નતિ કરવાના કાર્યમાં ઝંપલાવે. આજ આ પુસ્તકનો મુખ્ય વિષય છે.

જો કોઇ ગામમાં પ્રૌઢો માટે રાત્રીશાળા શરૂ કરવાની હશે તો આવા "કેળવાયેલા જનરલ"ની મદદે ઘણા માણસો આવશે અને બીજાંને શીખવશે. જો વર્ગ માટે કોઈ મકાન વાપરવાની જરૂર પડશે તો બીજા લોકો પોતે જ એને સાફસૂફ કરશે, વ્યવસ્થિત રાખશે, જનરલની સૂચના પ્રમાણે એનો ઉપયોગ કરશે, અને ભણાવવાનો સમય પૂરો થયા પછી એ મકાનને સારી સ્થિતિમાં મૂકીને જશે. કોઇ સારો સંચાલક-શિક્ષક એમના અભ્યાસને કોઈ જાતની આંચ લાવ્યા સિવાય પ્રાથમિક શાળાનાં છોકરાંને નિરક્ષરોને ભણાવવાનું ઘણું ઉત્તમ કામ કરી શકે છે.

સાક્ષરતાના કે ગ્રામોદ્ધારના કાર્યના **લાયક સંચાલકો** તરીકે પ્રાથમિક શાળાઓના કોઇ પણ શિક્ષકને તાલીમ નહિ મળેલી હોવાથી, અને પોતે જ એ કામ કર્યા સિવાય સારી રીતે કરાવી શકવાની આવડગત બહુ જ થોડા શિક્ષકોમાં હોવાથી પ્રૌઢ શિક્ષણના મુખ્ય કાર્યકર્તાની દેખરેખ નીચે રજાના દિવસોમાં ભરવામાં આવતી પરિષદોમાં દરેક શિક્ષકે જવું જોઇએ. એ માટે કે પોતાના લોહીનું પાણી કરી નાખ્યા સિવાય કેવી રીતે આ મહાન રાક્ષસી કાર્ય એ માથે લઇ શકે એ તે જાણે.

## ૫. તજી દેવા લાયક હાનિકર્તા બાબતો

પંજાબમાં ૧૯૨૧માં જે ઝુંબેશ ચલાવવામાં આવી તેમાં

પ્રાથમિક શાળાઓના શિક્ષકો પોતાનો વધારાનો વખત આપીને કામ કરતા હતા. આ ઝુંબેશ ધીમે ધીમે મંદ પડી ગઇ તેનાં કેટલાંક મૃત્યુજનક કારણો મિ ભાનોત નીચે પ્રમાણે ગણાવે છે :—

૧. અસત્ય આંકડા. "પત્રક ઉપરની શાળા"

૨. જેટલા આંકડા મોટા હતા એટલાં નિરક્ષરો પરીક્ષામાં પાસ થયાં નહિ—ફક્ત ૧૦ ટકા વિદ્યાર્થીઓને સ્ટીફીકેટો મળ્યાં.

૩. સમય, શ્રમ અને નાણાંનો ભારે દુરુપયોગ.

૪. આખી યોજના અને કાર્યપદ્ધતિમાં કંઇક ભૂલ.

૫ પ્રૌઢોને બાળકોની જેમ ભણાવવામાં આવ્યાં હતાં

૬. શિક્ષણ કંટાળાજનક અને અનાકર્ષક હતું.

૭. મોટી વયના પુરુષોને અને જુવાન છોકરાઓને સાથે સાથે ભણાવવામાં આવ્યા હતા.

૮. દિવસે સખત કામ કર્યા પછી શિક્ષકો થાકી જતા હતા.

૯. માફક આવે એવાં પાઠ્યપુસ્તકોની અને કાળજી-પૂર્વક તૈયાર કરેલા અભ્યાસક્રમની ખોટ.

૧૦. પાઠ્યપુસ્તકો પૂરાં કર્યાં પછી વાચનની ટેવ ચાલુ રાખવા માટે યોગ્ય સાહિત્ય કે છાપાઓની ખોટ.

૧૧. સાર્વજનિક મત કેળવવા માટે પુરતો પ્રચાર નહિ કરેલો, પરિણામે લોકોએ નહિ જેવી સહાનુભૂતિ બતાવી હતી.

૧૨. સેવાભાવી સ્વયંસેવકોની ખોટ

ટ્રેનિંગ શાળામાં કે ખાસ આવા હેતુસર ભરેલી પરિષદમાં પ્રાથમિક શાળાના શિક્ષકે આ બધી ઉણપો કે નબળાઇઓનો વિચાર કરવાનો છે

## પ્રકરણ ૯મું

# સાક્ષરતાની પરિષદો

## વિવિધ પ્રકારો

એક સાક્ષરતાની પરિષદમાં કોઇએ પ્રશ્ન પૂછ્યો કે " આદર્શ સાક્ષરતાની પરિષદ કેટલા દિવસની હોવી જોઇએ ?" આ પ્રશ્નનો ઉત્તર બીજો પ્રશ્ન હતો : " કયી જાતના પરિષદ વિષે તમે પૂછો છો ?" પરિષદ ઓછામાં ઓછી સાત પ્રકારની છે.

૧. **જીલ્લાની નિરક્ષરતા નિવારણ ઝુંબેશની વ્યવસ્થા અને યોજના ઘડનાર.** આને માટે અઠવાડિયે કે મહિને એકથી દોઢ કલાક લાંબી કેટલીક સભાઓ ભરવી જો પરિષદ મોટાં શહેરોમાં ભરવામાં આવે કે જ્યાં પ્રતિષ્ઠિત માણસોનો દિવસ અનેકવિધ પ્રવૃત્તિઓમાં જાય છે તો ફક્ત કોઈ સાંજ ઉપર જ આવી સભા બોલાવવી

૨. **અનુભવોની તારવણી કાઢનાર પરિષદો.** એ ઇચ્છવા યોગ્ય છે કે આવી પરિષદ ઝુંબેશ પૂરી થયા બાદ બોલાવવામાં આવે દાખલા તરીકે જો કોઇ કૉલેજના વિદ્યાર્થીઓએ રજા દરમિયાન નિરક્ષરોને ભણાવ્યાં હોય તો શાળાના નવા વરસની શરૂઆતમાંજ હેવાલો સાંભળવા અને વિચારોની આપલે કરવા સભા બોલાવવી જોઇએ આ વિદ્યાર્થીઓ પોતાના અનુભવમાં આવેલી ઘણી કીમતી માહિતિઓ અને સૂચનાઓ આપી શકશે. તેઓએ જે અનુભવ ઉપરથી તારવી કાઢયું છે તે છપાવીને વહેંચવું જોઇએ

૩. **સમાજને ઉત્તેજિત કરવા, ભાષણ અને શિક્ષણ આપનાર પરિષદ.** આવી સભાઓ માટે ભાગ્યેજ એકાદ સાંજ

પરની બેઠક, કે દર અઠવાડિયે એક બેઠક કરતાં વધારે બેઠકો બેસી શકે છે.

૪. **ખાસ આજ વિષયમાં કેળવાયેલા માણસ તરફથી કંઇક શીખવા માટે બોલાવેલી પરિષદ.** આવી સભાઓ કેટલા દિવસો ચલાવવી એ નિષ્ણાતની ઇચ્છા અને લોકોના ઉત્સાહ ઉપર આધાર રાખે છે અમારા પોતાના અનુભવ પરથી અમે કહી શકીએ છીએ કે ચાર દિવસ સુધી સવારે, સાંજે અને રાત્રે બેઠકો બેસાડયા છતાં નિરક્ષરતાનિવારણની ઝુંબેશને લગતી અતિ અગત્યની બાબતો ઉપર પણ બહુ જ આછું વિવરણ કરી શકયા છીએ. સાધારણ રીતે બીનપગારદાર માણસોને વધારે વખત સુધી રાખવા મુશ્કેલ છે.

૫. **મુખ્ય કાર્યકર્તાની ગામડાંની મુલાકાત વખતે ભરવાની પરિષદ.** ગામડાંઓમાં ઝુંબેશ શરૂ કરવા માટે એક અઠવાડિયાની મુલાકાત જેમાં સઘળી વ્યવસ્થા કરી શકાય

દર ત્રણ મહિને અર્ધા કે આખા દિવસની મુલાકાતો.

મિ. જે. જી. સુંદરમ (ડાર્નકલ) એક વરસમાં એવી ૫૦ ચાર દિવસની પરિષદો ચલાવી શકે છે.

૬. **મજબૂત પાયા ઉપર ઝુંબેશ ચલાવવા માટે શિક્ષકોને તાલીમ આપવા એક ખાસ અભ્યાસક્રમ આપનાર પરિષદ.** આવી પરિષદોનો સમય ચોક્કસ રાખી શકાય નહિ મદ્રાસ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને રજા દરમિયાન ઝુંબેશ શરૂ કર્યા પહેલાં ચાર દિવસ સુધી તાલીમ લીધી હતી. પણ જો વીસ દિવસની પરિષદ ભરી શકાય તો તે બહુ જ આવકારદાયક છે. મિસ એલ. એફ. ઑસ્ટીન આવી એક પરિષદનું વર્ણન નીચે પ્રમાણે આપે છે:—

"કોસંબામાં ૧૯૩૯ના મે મહિનાની ૮—૨૮ સુધી શિક્ષકો માટે એક તાલીમવર્ગ ઉઘાડવામાં આવ્યો હતો. આર. ડી. સાવરી સાહેબ સ્થળ આપવા મંજૂર થયા, અને ગુજરાતની

પ્રૌઢશિક્ષણ સમિતિ (બી. આર. સી. સી.) શિક્ષકોનાં ગાડીભાડાં આપવા કબૂલ થઇ. અને બધાં મિશનો મોકલી શકે તેટલાં માણુસો મોકલવાને આમંત્રણ મોકલ્યું. બા કૈનાળાની શાળાના શિક્ષકોમાં પાંચ છયે—આમાંથી ચાર જણા ૧૯૩૭ના ફેબ્રુઆરી મહિનામાં ગુજરાતી વાચનના માર્ગદર્શક પાઠો તૈયાર કરનાર સમિતિના સભ્યો હતા. અને એક જણ મારી સાથે દોઢ વરસથી પ્રૌઢ શિક્ષણનું કામ કરે છે. રેવ. ફીન્લે સ્ટુઅર્ટનો બોયઝ સ્કાઉટનો અનુભવ બહુ જ મદદકર્તા થઇ પડયો. રાત્રે વર્ગો ચલાવતી વખતે પેટ્રોમેક્ષ બત્તીઓ ઊંચી રાખવા એમણે ત્રણ વાંસના ટુકડાઓની ઘોડીઓ બનાવી હતી. સાવરી સાહેબ "ધગશ" અને "ઝુંબેશ" એ શબ્દો વારંવાર બોલતા હતા. જેઓ એ તાલીમવર્ગમાં આવ્યાં હતાં તેઓ બધાં એ બે શબ્દો બહુ લાંબા વખત સુધી ભૂલી જશે નહિ. આ વર્ગની સફળતા ખરેખર અમારી કલ્પના કરતાં પણ વિશેષ હતી

"પહેલા બે દિવસો નિરક્ષરતાનિવારણની જરૂરિયાત તથા ઝુંબેશની વ્યવસ્થા પર તૈયારી માટે ભાષણોમાં અને સૂચનાઓમાં ગાળ્યા. બીજા દિવસની સવારે પહેલો પાઠ કેવી રીતે શીખવવો એ વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ બતાવવામાં આવ્યું. તે સાંજે સિત્તેર ઉપર જુવાનો બે ત્રણ ટોળીઓમાં વ્હેંચાઈ જઇને "કા, કી, કુ, કે, કો......" એ તથા એવાં બીજાં ઉત્તેજનદાયક ગીતો ગાતા ગાતા ગયા હતા અને કેટલાક નિરક્ષર પ્રૌઢોને ભણવા બોલાવતા અને સમજાવતા હતા તે સાંજે કેટલાક પ્રૌઢ નિરક્ષરો ભણવા બહાર આવી ગયાં, પણ અમારા પત્રક ઉપર ૬૬ નોંધાયેલા શિક્ષકો હતા, બને એમાંના દરેકને એક વિદ્યાર્થી મળે એટલા નહિ હતા. બીજી સવારે બીજો પાઠ શીખવવાની રીત બતાવવામાં આવી. બીજી રાત્રે ફરીથી અમે ગીત ગાતા ગામમાં ગયા. પહેલી રાત કરતાં વધારે અભણો ભણવા આવ્યાં. તેઓ અમારી રાહ જોઇને બેસી રહ્યાં હતાં. ત્રીજી રાતે એથી પણ વધારે અભણો તૈયાર હતાં, અને ટૂંક વખતમાં શિક્ષકો કરતાં

ભણનારાંઓની સંખ્યા વધી ગઈ. દિનપ્રતિદિન ઉત્સાહ ને ઉમંગ પણ વધતાં જ ગયાં.

"ભણનારાઓની સંખ્યા વધતી ગઈ તેમ એ વાત સ્પષ્ટ થતી ગઈ કે આ ઉનાળાની શાળા બંધ થયા પછી આ વર્ગો ચાલુ રાખવા પડશે. સાવરી સાહેબે એમના કેન્દ્રસ્થાનના નોકરો માટે એક તાલીમવર્ગ ચલાવવાનું સૂચવ્યું, એ માટે કે શાળા બંધ થયા પછી તેઓ વર્ગો ચલાવે. આની વ્યવસ્થા કરવામાં આવી. ઉનાળાની શાળા પૂરી થતાં સુધીમાં લગભગ ૧૨૦ સ્ત્રીપુરુષોએ પ્રૌઢશિક્ષણ પદ્ધતિની તાલીમ લીધી હતી અને આશરે ૯૦ નિરક્ષરોને અક્ષરજ્ઞાનનો લાભ મળ્યો હતો.

"શાળાના છેલ્લા મેળાવડામાં નવા ભણેલા માણસોમાંથી ચાર જણે મોટી જમાતની આગળ આવીને અપરિચિત વાચન વાંચ્યું હતું. પહેલા માણસે એક આખું પાનું ભૂલ વગર તથા સરળ રીતે વાંચ્યું હતું. બીજાઓએ પણ ઘણી સારી રીતે વાંચ્યું હતું! બીજાં ઘણા વિદ્યાર્થીઓ પણ એવી જ સારી રીતે વાંચી શકયા હોત. આવું ઉત્તમ પરિણામ ફક્ત ૧૩ દિવસના જ કામ પછી આવ્યું છે. લખાણ પણ એટલી જ સારી રીતે શીખવવામાં આવ્યું હતું.

"વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસક્રમ પૂરો કરે પછી તેઓને જે બિલ્લો આપવાનો હોય છે તેનો નમૂનો આ શાળાના વિદ્યાર્થીઓએ જ તૈયાર કર્યો હતો. એ બિલ્લાનો નમૂનો :—




બિલ્લા પર આવું ચિત્ર છે, પણ "મોટી ઉંમરે ભણેલા" એવા શબ્દો છે.

"આ ઉનાળાની શાળામાં બીજું એક અગત્યનું કામ હાથ ધરવામાં આવ્યું હતું. વિદ્યાર્થીઓએ પોતાની સમજ પ્રમાણે એમના પ્રદેશનાં નિરક્ષર ગામડીઆઓમાં સામાન્ય રીતે વપરાતા હોય એવા સાદા શબ્દોની શબ્દકોષમાંથી પસંદગી કરવાનો પ્રયોગ કર્યો. ગુજરાતના ચાર વિભાગોમાંથી વિદ્યાર્થીઓ આવેલા હોવાથી ચાર વિભાગોમાં વપરાતા સામાન્ય શબ્દોનું ભંડોળ તૈયાર થયું હતું. આ ચારે વિભાગોના શબ્દભંડોળોનું એક સામાન્ય શબ્દભંડોળ તૈયાર કરવાનું, અને એને અનુક્રમે ગોઠવવાનું કાર્ય હજી અપૂર્ણ છે. પણ એ કામ જેમ બને તેમ ટૂંક વખતમાં પૂરું થશે.

"આ પ્રૌઢશિક્ષણને લગતી તાલીમ ઉપરાંત શાળાના અભ્યાસક્રમમાં ગૃહઉદ્યોગો, શારીરિક કેળવણી, સ્કાઉટીંગ, વગેરે વિષયો પણ હતા. બધા વિદ્યાર્થીઓને એમણે પૂરા કરેલા અભ્યાસનાં સર્ટિફિકેટ આપવામાં આવ્યાં હતાં. પ્રૌઢશિક્ષણના સર્ટિફિકેટ ઉપર વડોદરા રાજ્યના નાયબ વિદ્યાધિકારીની, કૃષાધિકારીની, કેન્દ્રસ્થાનના વ્યવસ્થાપકની અને આ ઉનાળાની શાળાના પ્રૌઢશિક્ષણ અભ્યાસક્રમના કાર્યકર્તા સંચાલકોની સહીઓ છે."

૭. **વાચન શીખવવાના પાઠો રચનાર પરિષદો.** આ પ્રકારની પરિષદો બીજી પરિષદોની સરખામણીમાં વધારે દિવસો ભરવામાં આવે છે. કેટલીક ભાષાઓમાં પાઠો રચવાને માટે એક મહિના સુધી પરિષદ બેઠી હતી. ગુજરાતીના 'વાચનના માર્ગદર્શક પાઠો" રચવા માટે સમિતિ બે અઠવાડિયાં બેઠી હતી.

## કેવી રીતે પરિષદની ઉન્નતિ થઈ શકે?

પરિષદની સફળતાનો આધાર આગળની તૈયારીઓ ઉપર, અને તે પૂરી થયા પછી જે પગલાં લેવામાં આવે તે ઉપર આધાર રાખે છે. પરિષદ મળ્યા પહેલાં આવી કેટલીક બાબતોનો

વિચાર કરી રાખવો જોઇએ, જેવી કે, કોણ હાજર રહેશે, કેવા અમલદારોની જરૂર પડશે, કોને અમલદારો નીમવા, કોને ભાષણો સોંપવાં, એનો કાર્યક્રમ, સમિતિઓ, વગેરે. આ વધુ કામ એક નાની સમિતિ કરી શકે. એ સમિતિ પરિષદ મળ્યા અગાઉ ઓછામાં ઓછી પાંચવાર મળે, અને સમિતિનો એક સભ્ય ઓછામાં ઓછા ૪૮ કલાક વિચાર કરવામાં, લખવામાં અને મુલાકાતમાં ગાળે.

પરિષદ પૂરી થયા પછી પણ જે ચિટનીસ કામ કરનાર છે તે ઘણોજ ઉત્સાહી, વ્યવહારુ અને લાયક હોવો જોઇએ. જો એ શોર્ટહેન્ડમાં નોંધ લઇ શકતો હશે તો પૂરેપૂરી નોંધ લઇ શકાશે. ટાઇપરાઇટરનો એ ઉત્તમ ઉપયોગ કરી જાણે એ ઇચ્છવાજોગ છે. પરિષદની કાયમની ઉપયોગીતા એવી નોંધ કેટલી ઉત્તમ રીતે લખવામાં આવી છે અને એને કેટલી જાહેરાત આપવામાં આવી છે એ ઉપર આધાર રાખે છે.

શા હેતુથી પરિષદ ભરવામાં આવે છે, અને વિચારણા તથા કૃત્યમાં કેવા ફેરફારો કરવાથી પરિણામ ફળવંત આવશે એનો અગાઉથી નિર્ણય કરવો.

જેઓને આમંત્રણ આપવાનું છે તેઓનાં નામની ટીપ તૈયાર કરો.

આ માણસોને ધ્યાનમાં રાખીને કેવી જાતના પત્રો એમનામાં રસ અને ઉત્સાહ પ્રેરશે એ નક્કી કરો. અમે "પત્ર" કહીએ છીએ, કેમકે **એક જાહેર ખબર બધા માટે પૂરતી નથી.** બે ત્રણ જાહેર ખબરો મોકલવી પડશે. ધંધાદારી માણસો આ વાત હમેશાં સ્મરણમાં રાખે છે. તમારા ઉપર એક જાહેરાત મોકલ્યા પછી થોડા વખતમાં એમના તરફથી પત્ર આવે છે અને એકાદ બે અઠવાડિયાં પછી વધારે આકર્ષક અને આગ્રહ કરતો પત્ર આવે છે. આ પરિષદ માટે પણ એજ રીત વાપરો.

વ્યક્તિઓને કે સંસ્થાઓને હાજરી આપવા માટે જે

આમંત્રણો મોકલવામાં આવે તે બહુ લાંબાં ન હોવાં જોઇએ. જે વાત કહેવાની છે તે ટૂંકમાં અને ચોકસાઈથી લખવી.

જે બાબત ઘણી જ અગત્યની છે તે ફરીથી કહું છું કે ભરાનાર પરિષદની નાનામાં નાની બાબત માટે પણ અગાઉથી સંપૂર્ણપણે તૈયારી રાખવી. ઘણું કરીને જે પરિષદ માટે અગાઉથી ખૂબ વિચાર કરવામાં આવે છે તે પરિષદનાં પરિણામો સારાં જ આવવાનાં.

આખો જ કાર્યક્રમ અને એને લગતી નાનામાં નાની વાત પણ બહુ જ કાળજીથી કરવી જોઇએ. જેવી, કે પ્રતિનિધિઓના રહેવાની ને જમવાની વ્યવસ્થા, અને મોટો ઓરડો જ્યાં તેઓને ડખલગીરી નડે નહિ.

પ્રૌઢશિક્ષણને લગતું સાહિત્ય વેચવા ને વ્હેંચવા એક મેજની વ્યવસ્થા હોવી જોઇએ. આ સાહિત્યના કામ માટે અલાયદી સમિતિ હોવી જોઈએ. આ સમિતિને ચાર મહિના અગાઉથી ખબર આપવી. જેથી તેઓ પુસ્તકભંડારોમાંથી જોઈતું સાહિત્ય મંગાવી રાખે. એક જણે મેજ પાસે ઊભા રહીને જે સાહિત્ય હોય તે વિષે માહિતિ આપવી અને એ વેચવું કે વહેંચવું. પુસ્તકો અને અન્ય સાહિત્યનું વેચાણ કે બક્ષીસ તરીકે વ્હેંચાણ પરિષદનો અતિ અગત્યનો ભાગ છે.

જો બની શકે તો બધા જ પ્રતિનિધિઓને એમના વાતાવરણ-માંથી દૂર લઇ જવા અને એવે સ્થળે બેઠકો ભરવી કે જ્યાં તેઓ પોતાનાં દરરોજનાં કામો ન કરી શકે, અથવા જ્યાં (જે વધારે અગત્યની વાત તે એ છે કે) તેઓ સાધારણ નડતરો અને ડખલોથી હેરાન ન થાય. જે માણસો ઉપર વારંવાર ટેલીફોનના સંદેશાઓ આવે છે, જેઓની મુલાકાત કરનારા ચાલુ જ હોય છે અને જેઓ ઉપર પુષ્કળ પત્રો આવ્યા કરે છે તેઓ જ નિક્ષરતાનિવારણની ઝુંબેશમાં ખૂબ ઉપયોગી થઇ પડશે. ઘણું કરીને મોટાં શહેરો પરિષદો માટે યોગ્ય સ્થળો નથી, કેમકે મોટાં શહેરોમાં બહુ જ

નડતરો, આકર્ષણો અને ડખલો હોય છે! આગેવાન પ્રતિનિધિઓ પોતાની બીજી પ્રવૃત્તિઓમાંથી વખત કાઢીને પરિષદની બેઠકોમાં અવારનવાર આવી જાય એ પરિષદના ગેરલાભમાં છે. જો પરિષદને વિનોદ ને રમતગમતમાં અર્ધો દિવસ ગાળવો હોય તો બધાં જ એક સાથે આરામ લે.

### એક કૉન્ફરન્સના હેવાલમાંથી અવતરણો

કામ ચાલુ રાખવાથી લાખો માણસો ભણવા માટે રાહ જોઈ રહ્યાં છે કે **મનુષ્યનું હિત વધારનાર સઘળી સંસ્થાઓનું બળ એકત્રિત કરીને** આ મહાન કાર્યને સહકાર આપી વધાવી લેવાની અગત્ય છે. આ હેતુ પાર પાડવા અને ઝુંબેશ ચાલુ રાખવા એક સમિતિ ઠરાવવામાં આવી.

### સાક્ષરતાની ઝુંબેશ

જે કોઇ કોન્ફરન્સમાં હાજર હતા તેઓને વિનંતી કરવામાં આવી કે આ કાર્યમાં સારો નમૂનો બતાવીને પોતપોતાના નોકરોને તથા પાસેનાં ગામમાંના નિરક્ષરોને ભણાવે. ચોપડીઓ ને ચોપાનિયાંને એકઠાં કરીને ગામોમાં વાચનાલયો સ્થાપે. અને એવી મહેનત કરે કે સંપૂર્ણ ભણેલાં ઘર, કે ગામો તૈયાર કરે કે જેથી તેઓ બીજાં સ્થળોને નમૂનારૂપ થાય.

ટ્રેનિંગ શાળાઓને સૂચના આપવામાં આવી કે ઉનાળાની રજા પહેલાં ઓછામાં ઓછી એક અઠવાડિયાની તાલીમ વિદ્યાર્થીઓને આપી તેઓને રજામાં અભણોને ભણાવવા તૈયાર કરે.

### સાહિત્યની તૈયારી

બહુ જ ઓછું ભણેલાં માણસો પાછાં અભણ બની ન જાય માટે ઘણી સાદી ભાષા ને સરળ લિપિમાં લખેલી ચિત્રોથી ભરેલી વિવિધ પ્રકારની ચોપડીઓ બહાર પાડવાની જરૂર છે. અમે માનીએ છીએ કે હિંદુસ્તાનપ્રેમીઓમાં આવું સુંદર ને સરળ સાહિત્ય લખવાની શક્તિ વધી શકશે ને તેથી સાહિત્યનું માન તથા શોભા નહિ ઘટે. ગીતો ને કવિતાઓ પણ એવી જ સાદી લિપિમાં

અને સરળતાથી લખવી અને છપાવવી જોઈએ કે નવા થયેલા સાક્ષરો વાંચતાં ને ગાતાં જાય અને શબ્દોનો અર્થ પણ સમજતાં જાય. કાર્ય ચાલુ રાખવાની સમિતિ પણ ગામડાંઓને રસીક લાગે તેવા લખવાના વિષયોની ટીપ તૈયાર કરે.

આ પરિષદ વખતે નીચે પ્રમાણે એક ટીપ તૈયાર કરવામાં આવી, અને દરેક વિષયની યોગ્યતા સંબંધી મત લેવામાં આવ્યા: (૧૦૦) લગ્ન, કુટુંબ, બાળકો, ઈશ્વરભક્તિ, પૈસા, દેવું, કિંમત, ગાંધીજી તથા કોંગ્રેસ, આરોગ્યતા, ઘરેણાં તથા સ્ત્રીઓનો પોષાક, (૯૦) ખોરાક રાંધવાનું, વરસાદ, પાક, જમીન, ઢોર, બજારો, (૮૦) મત આપવાનું, (૭૦) સરકાર, (૬૦) સંતોનાં જીવનચરિત્રો, શૂરવીરો, મેળાઓ, પાણી, નસીબ, (૫૦) કજીઆ તથા કોર્ટમાં જવું, મરણ, (૩૦) ચાલતા સમાચાર તથા ગપ, રમતો, જાત્રાઓ, (૨૦) ક્રિયાઓ, ભૂત, જાતી. (૧૦) ઉદ્યોગ તથા ધંધા, કહેવતો તથા સમશ્યાઓ, રસ્તા, સિનેમા.

સામાન્ય શબ્દની ટીપ તૈયાર કરવાની સમિતિ ઠરાવવાની વિનંતી કરી અને તે ઠરાવવામાં આવી.

પરિષદની બેઠક દરમિયાન જે બહુ જ ઉપયોગી પ્રશ્નો ઉપસ્થિત થાય એ દરેક સભાસદ કૃત્યમાં મૂકે એને માટે યોગ્ય જોગવાઇ ને વ્યવસ્થા કર્યા સિવાય કોઇ પણ પરિષદ વિસર્જન થવી ન જોઈએ. ફક્ત શબ્દોથી હિંદુસ્તાન સાક્ષર બની શકશે નહિ, તેમજ આવી પરિષદોના ઠરાવોથી નહિ. પરમેશ્વર અમને કામ કરનાર સ્રીપુરુષો વધારે મોટી સંખ્યામાં મોકલી આપો! આવાં લોકો જ તેઓની પડખે કોઇ ઊભાં નહિ રહે તોપણ, અને એમના ઉપર આભ તૂટી પડે તોપણ—દૃઢ ઊભાં રહેશે અને પ્રશ્નનો ઉકેલ કરશે!

## પ્રકરણ ૧૦મું

# ખાસ શબ્દકોષ

### ૧. એની શી જરૂર છે

સાક્ષરતાનો પ્રશ્ન બે માથાનો રાક્ષસ છે—લોકોને **સાક્ષર બનાવવાનો** અને એમને એ સાક્ષરતાની સ્થિતિમાં **ટકાવી રાખવાનો,** હિંદુસ્તાનમાં હજી કોઇ પણ કહી શકતું નથી કે આ બેમાંથી ભારે પ્રશ્ન કયો થઇ પડશે. ઝુંબેશ શરૂ કર્યા પહેલાં આપણે એમ ધારીએ છીએ કે જે બીજી મૂશ્કેલી છે તે જ્યારે આવી પડશે ત્યારે એની આપોઆપ જ દૂર થઇ જશે. પરંતુ અનુભવ ઉપરથી એ જણાયું છે કે પરિસ્થિતિ એવી નથી. હિંદુસ્તાનને **સાક્ષર ટકાવી રાખવું** એ બેમાંથી વધારે ગહન ને મૂશ્કેલ પ્રશ્ન થવાનો છે એમ લાગે છે.

સૌથી પહેલું વિઘ્ન જે આપણા માર્ગમાં આવે છે તે આ છે કે મોટી ઉંમરનાં માટે જે પુસ્તકો અને પત્રો પ્રગટ થાય છે તે આ નવા સાક્ષરો માટે તદ્દન મુશ્કેલ છે. એક શિક્ષકે જરા નિરાશાભર્યા સાદે કહ્યું, કે "મેં કેટલાક માણસોને ભણાવ્યા, પણ તેઓ વાંચી શકતા નથી!" આ વાત ઉપર ઉપરથી મૂર્ખાઈભરી લાગે છે, પણ એમ નથી. કોઇ પણ નિરક્ષર વાતચીતમાં આવતા અક્ષરો વાંચી શકે અને શબ્દના ઉચ્ચાર ઉકેલી શકે એ ખરેખરો "સાક્ષર" કહેવાય, પરંતુ એ ઉચ્ચ સાહિત્ય સમજી શકશે નહિ, કેમકે એમાં ઘણા દરરોજના વ્યવહારમાં નહિ આવતા શબ્દો ઉમેરાયેલા છે, અને જ્યાં સુધી એ નવા શબ્દોનો અર્થ તે સમજી શકે નહિ ત્યાં સુધી તે વાંચી શકે પણ નહિ. હિંદુસ્તાનની દરેક ભાષામાં નિરક્ષરો કદી બોલતા નથી એવા શબ્દો વપરાયેલા હોય છે.

છ મુખ્ય ભાષાઓના પ્રદેશોમાં નિરક્ષર ગામડિયાઓને પૂછવામાં આવ્યું, કે ૧. પ્રેરિતોનાં કૃત્યોમાંથી, ૨. કોઇ એક નામાંકિત સમાચારપત્રમાંથી, અને ૩. સાહિત્યના ક્ષેત્રમાં વપરાયેલા કોઈ ખાસ પુસ્તકમાંથી તમે કેટલા શબ્દો સમજી શકો છો? (વિશેષનામ ગણવામાં આવ્યાં નથી). એનો જવાબ નીચે પ્રમાણે મળ્યો :—

**ગુજરાતીમાં :**

પ્રેરિતોનાં કૃત્યો—દર ચૌદ શબ્દે એક શબ્દ ગામડાના માણુસોને અપરિચિત હતો.

"જન્મભૂમિ" (દૈનિક છાપું)—દર સોળ શબ્દે એક શબ્દ અપરિચિત હતો.

ગુજરાતી નવલકથા—દર સાત શબ્દે એક શબ્દ ગામડિયાઓને અપરિચિત હતો.

**મરાઠી પ્રદેશના ગામમાં :**

પ્રેરિતોનાં કૃત્યો—દર અગિયાર શબ્દે એક.

સમાચારપત્ર—દર અઢાર શબ્દે એક.

સાહિત્ય—દર સત્તર શબ્દે એક.

**તામીલ પ્રદેશના ગામમાં :**

પ્રેરિતોનાં કૃત્યો—દર નવ શબ્દે એક.

સમાચારપત્ર—દર સત્તાવીસ શબ્દે એક.

સાધારણ પુસ્તક—દર આઠ શબ્દે એક.

**તેલુગુ પ્રદેશના ગામમાં :**

પ્રેરિતોનાં કૃત્યો—દર આઠ શબ્દે એક.

સમાચારપત્ર—દર નવ શબ્દે એક.

પાઠ્યપુસ્તક—દર છ શબ્દે એક.

સાદી "ગુલામગીરીનો ગજબ"—દર ચૌદ શબ્દે એક.

હિંદી પ્રદેશના ગામમાં:

પ્રેરિતોનાં કૃત્યો—દર સોળ શબ્દે એક.

સમાચારપત્ર—દર નવ શબ્દે એક.

સાહિત્ય—દર અગિયાર શબ્દે એક.

પંજાબના મોગા ગામમાંની ટ્રેનિંગ શાળા

પંજાબી ભાષામાં:

પ્રેરિતોનાં કૃત્યો—દર અઠયાવીસ શબ્દે એક.

ઉર્દૂ ભાષામાં:

પ્રરિતોનાં કૃત્યો—દર ચોવીસ શબ્દે એક.

છઠ્ઠા ધોરણની વાર્તાની ચોપડી—દર ચોત્રીસ શબ્દે એક.

ખહોળા પ્રમાણમાં વંચાતું "મિલાપ" નામનું છાપું—
દર ચૌદ શબ્દે એક.

આ ઉપરથી જોઇ શકાશે કે પવિત્ર શાસ્ત્રનો તરજુમો જોતાં ઉર્દૂ ભાષા બીજી ભાષાઓ કરતાં વધારે સંતોષકારક છે, પણ સમાચારપત્રોની ભાષામાં નહિ.

દુનિયાના બીજા દેશો જેમાં સાક્ષરતાનું પ્રમાણ બહુ જૂજ છે એ દેશો કરતાં હિંદુસ્તાન જુદો નથી. ચીન દેશમાં અને મિસર દેશમાં હિંદુસ્તાનની પેઠે જ પુસ્તકની અને દરરોજના વ્યવહારની ભાષાઓમાં ભિન્નતા છે. જેમ જેમ હિંદુસ્તાનનું સાક્ષરતાનું પ્રમાણ વધતું જશે તેમ તેમ આ જાતની ભિન્નતા અદશ્ય થઇ જશે, હા, જેમ પશ્ચિમના દેશોમાં થયું તેમ બંને ભાષાઓ એક સરખા ધોરણ ઉપર આવી જશે. હિંદુસ્તાનમાં "સાક્ષરતા" અને "ઉચ્ચ કોટિનું સાહિત્ય" એ બે વચ્ચેની ખીણ ઓળંગાવી જોઇએ.

જ્યારે આપણે નિરક્ષર ગામડિયાઓ જે શબ્દો વાપરે છે તેની વાત કરીએ છીએ ત્યારે આપણે પૂછવું જોઈએ, કે "તેઓ

કયા શબ્દો સમજે છે ?" ઉપરથી દેખાય છે એટલો સરળ આ પ્રશ્નનો ઉત્તર નથી. લેખક પોતાના પ્રદેશમાં જે સામાન્ય શબ્દો વપરાય છે તે જાણે છે, પણ એ કદાપિ બીજા પ્રદેશોમાં કયા શબ્દો વપરાય છે તે જાણતો નથી. બોલાતી ભાષા ઘણી વાર વીસ વીસ માઈલના અંતરે પણ બદલાય છે. અંગ્રેજી ભાષામાં તથા પશ્ચિમની બીજી મુખ્ય ભાષાઓમાં છે તેમ હિંદુસ્તાનમાં પણ દરેક પ્રાંતમાં બહુ જ સાધારણ અને સામાન્ય શબ્દોનો એક ખાસ શબ્દકોષ તૈયાર કરવાની ઘણી જ જરૂર છે. ખરી રીતે બે જાતના શબ્દ-કોષ તૈયાર કરવાની જરૂર જણાય છે—એક નિરક્ષરોનેજ પરિચિત હોય એવા શબ્દોનો અને બીજો ઉચ્ચ કોટિનાં સાહિત્યોમાં વપરાયેલા શબ્દોનો. સમાચારપત્રો, સામયિકો, અને સાધારણ ચોપડીઓ કોઇ પણ નિરક્ષર વાંચી શકે તે પહેલાં કયા બહુ જ સામાન્ય લેખીત શબ્દો એણે શીખવાની શરૂઆત કરવી જોઇએ ?

કેવી રીતે આવો શબ્દકોષ તૈયાર કરવો

ઉપર પ્રમાણેના બે શબ્દકોષ તૈયાર કરવા માટે બે જુદી જ રીતો કામે લગાડવી પડશે. સાહિત્યમાં વપરાતા શબ્દોનો કોષ પુસ્તકો અને સામયિકોની મદદથી તૈયાર કરી શકાય. બીજી જાતનો શબ્દકોષ નિરક્ષર સ્ત્રીપુરુષો સાથેની વાતચીત અને વ્યવહારથી મેળવી શકાય.

હિંદુસ્તાનમાં આપણે એવી ફરિયાદ વારંવાર સાંભળીએ છીએ કે નવા થયેલા સાક્ષરો ઘણી વાર નિરક્ષર બની જાય છે. વળી એવી પણ ફરિયાદ આવે છે કે સાક્ષર—શિક્ષિત માણસો સાહિત્યનો બહુ જુજ ઉપયોગ કરે છે. આનું કારણ શું એ ન હોઇ શકે કે ઘણા સાક્ષર થયેલા માણસો ભાગ્યેજ એવી ચોપડી હાથમાં લે છે કે જે વાંચતાં તેમને વારંવાર અટકવું પડે છે અને બહુ મુશ્કેલીથી થોડુંઘણું વાંચી શકે છે ? જેઓને વાંચવામાં કશીજ મઝા પડતી નથી તેઓ સાહિત્ય વાંચવા ન પ્રેરાય એ સ્વાભાવિક છે.

ઓછું ભણેલાંને અને તાજેતરમાં શીખેલા નિરક્ષરોને આનંદ આપે એવું સાહિત્ય જો આપણે ઉપસ્થિત કરવું હોય તો આપણે તેઓ સહેલાઇથી સમજી શકે એટલો મર્યાદિત શબ્દભંડોળ તૈયાર કરી તેનોજ ઉપયોગ કરવો જોઇએ.

નાનાં બાળકો માટે આરંભપોથીઓ જે સિદ્ધાંત પર લખવામાં આવે છે એજ સિદ્ધાંત પ્રૌઢ વયસ્થોની વાચનમાળાઓ લખવામાં ધ્યાનમાં રાખવાનો છે.

પહેલો સિદ્ધાંત એ છે કે: દર વીસ પરિચિત શબ્દે એક નવો—અપરિચિત શબ્દ વાપરવાનો નિયમ પાળવો, પણ નવી નવી રસિક વાતો ઉમેરતા જવાનું ચૂકવું નહિ.

બીજો સિદ્ધાંત એ છે કે : દરેક નવો શબ્દ વાચનમાળામાં દાખલ કર્યા પછી તરતજ ઓછામાં ઓછો દશ વાર વાપરવો. નવો શબ્દ પૂરેપૂરો શીખવા માટે ઓછામાંઓછો દશ વખત ફરી ફરી વાપરવામાં આવે.

હાલની પ્રાથમિક શાળાઓમાં વરસ દરમિયાન ફક્ત ૨૫૦થી ૫૦૦ નવા શબ્દો શીખવવામાં આવે છે.

ચાર વરસમાં ૨૦૦૦–૩૦૦૦ શબ્દ દાખલ કરી શકાય—
"સરાસરી સાધારણ માણસ ૨૦૦૦ શબ્દ વાપરે છે."

ત્રીજો સિદ્ધાંત એ છે કે : જે બહુજ સાધારણ ને પરિચિત શબ્દો હોય તે પ્રથમ વાપરવા અને પછી જે શબ્દો ઓછા પરિચિત હોય તે. તો પણ વાર્તાને રસીક બનાવવા માટે આ સિદ્ધાંત બહુ જ ચોકસાઇથી પાળવા મહેનત કરવી નહિ.

સરકારી કેળવણીખાતાના હેવાલો ઉપરથી એ સાબિત થયું છે કે આખા હિંદુસ્તાનમાં જે માણસો કેળવાયેલાં છે તેમાંથી ફકત બે જ ટકા હાઇસ્કૂલમાં દાખલ થાય છે (એટલે કે હિંદુસ્તાનની વસ્તીમાંથી પાંચ લાખ). જો આ આંકડા સાચા હોય તો હિંદુસ્તાનનાં સઘળાં પુસ્તકાલયોમાં જે પુસ્તકો છે તેનો ઉપયોગ ફક્ત જે પાંચ લાખ માણુસો હાઇસ્કૂલ સુધી ગયેલાં છે તેઓજ

કરે છે, અને ફક્ત અઢી લાખ, અથવા તો કેળવણી પામેલાંના ૨૦ ટકા માધ્યમિક કેળવણી પ્રાપ્ત કરે છે. એમના માટે સરળ વાંચનનાં બહુ જ ઓછાં સામયિકો છે, અને પુસ્તકો તો એથીએ ઓછાં છે. જે ૨૨ લાખ માણસો ફક્ત ૪ થા ધોરણ સુધી જ ભણેલા છે, તેઓને માટે નિશાળનાં પાઠ્યપુસ્તકો સિવાય કંઇ જ વાંચવાનું હોતું નથી, અને એ પાઠ્યપુસ્તકો એટલાં નીરસ હોય છે કે વિદ્યાર્થીઓ એને ધિક્કારે છે.

ત્રીજા કે ચોથા ધોરણના વિદ્યાર્થીઓ વાંચી શકે એટલા સરળ વાચનવાળી ચોપડીઓ લખવાની જરૂર છે. આનો અર્થ એ છે કે આવું સાહિત્ય તૈયાર કરનારે આશરે ૨૦૦૦ શબ્દોના ભંડોળ ઉપર જ આધાર રાખવાનો છે. એટલા શબ્દોનો ભંડોળ તૈયાર કરવાની જરૂર છે. આવો ભંડોળ પ્રાથમિકશાળાનાં પાઠ્યપુસ્તકોમાંથી બનાવી શકાય છે.

**બીજી જાતનો જે શબ્દકોષ તૈયાર કરવાની જરૂર છે** તે વાતચીત ઉપરથી તૈયાર કરવાનો છે. જેઓ આવો શબ્દકોષ તૈયાર કરવા ઇચ્છે છે તેઓએ નીચે બતાવેલો ક્રમ વાપરવો જોઇશે :—

૧. ગામડાના નિરક્ષર માણસોના સંબંધમાં આવતા ભાષાપ્રવિણોની એક પરિષદ ભરો. જે ભાષામાં શબ્દકોષ તૈયાર કરવાનો છે તે ભાષાના પ્રદેશમાં બીજી કયી પેટા-ભાષાઓ વપરાય છે તેની સંખ્યા નક્કી કરો. ત્યાર પછી દરેક પેટા-ભાષાના ઉત્તમ ઉત્તમ ભાષાપ્રવિણોને પસંદ કરીને તેઓને એ ભાષાઓનો બારીક અભ્યાસ કરવાનું સોંપો.

૨. એક સમિતિ આ ભાષાવાર તૈયાર કરેલા શબ્દોની ટીપ એકત્રિત કરે અને એક સંયુક્ત શબ્દભંડોળ તૈયાર કરે, પણ દરેક શબ્દ કયા ભાગમાં વપરાય છે તેની નોંધ શબ્દની સાથે જ આપે. પસંદ કરેલા ભાષાના અભ્યાસીઓને આ સંયુક્ત શબ્દ-ભંડોળ આપો.

૩. દરેક **અભ્યાસ** કરનાર પોતાની ભાષાનો શબ્દકોષ લે અને જે શબ્દો એના નિરક્ષર પડોશીઓ વાપરે છે તેજ શબ્દો ઉપર નિશાન મૂકે.

૪. દરેક **અભ્યાસ** કરનાર માણુસ પોતાની મદદે દશ નિરક્ષર માણુસોને (જો જરૂર પડે તો થોડાઘણા પૈસા આપીને પણ) બોલાવે, એટલે ૩ પુરુષો, ૩ સ્ત્રીઓ, ૨ પંદર વર્ષથી ઉપરની ઉંમરના છોકરાઓ, અને ૨ પંદર વર્ષથી ઉપરની છોકરીઓ. પછી એ માણુસ **સંયુક્ત શબ્દભંડોળના શબ્દો** અને **શબ્દકોષમાંથી** જે શબ્દો ઉપર એણે નિશાન મૂકેલાં છે તે શબ્દોનો આ દશ માણુસો ઉપર અખતરો કરી જુએ. એ આ પ્રમાણે કહે: "આપણે બહુજ સાધારણમાં સાધારણ એવા ૧૦૦૦ શબ્દો શોધવા માગીએ છીએ. હું એક પછી એક શબ્દો વાંચું ત્યારે તમારે હાથ ઊંચા કરી દરેક શબ્દ વિષે તમારો મત આપવો. જો કોઈ શબ્દ માટે હું એમ પૂછું કે શું એ શબ્દ **બધાને જાણીતો** છે અને જો તમે એમ માનતા હો કે બધાંને એ શબ્દ જાણીતો છે, તો તમારે હાથ ઊંચો કરવો. પણ જો તમે એમ માનતાં હો કે એ શબ્દ બધાંને જાણીતો નથી તો જ્યારે હું એમ કહું કે "**જાણીતો નથી**" ત્યારે તમારે હાથ ઊંચો કરવો. તમે ન્યાય કરનારા છો. તમે જે જાણો છો તે નહિ, પણ જે હરેક જણુ જાણે છે તેવા શબ્દો આપણે જોઇએ છીએ. ત્યાર પછી દરેક શબ્દ વાકયમાં વાપરવો અને મત લેવા. "બધાંને જાણીતા" શબ્દોના મતની નોંધ લેવી. જો એકજ મત આપે તો શબ્દ પછી લખો ૧. જો છ મત આપે તો લખો ૬. જો બધાં જ મત આપે તો લખો ૧૦. જો કોઇ મત ન આપે તો લખો ૦. એવી રીતે સંયુક્ત શબ્દભંડોળના અને શબ્દકોષના શબ્દો વાંચી જાઓ. શબ્દકોષમાં મતની સંખ્યા પેન્સીલથી બાજુ પર લખી શકાય.

૫. **અભ્યાસ** કરનાર માણુસ હવે એના દશ નિરક્ષરોની મદદથી શોધી કાઢેલા શબ્દોની એક ટીપ તૈયાર કરે, અથવા જો તે બહુ કામમાં હોય તો સંયુક્ત શબ્દભંડોળ અને નિશાનીઓવાળો

શબ્દકોષ મુખ્ય ઓફિસમાં મોકલી આપે અને ત્યાં એનું કામ કોઠાઓ પાડીને છેલ્લા સ્વરૂપમાં લાવવામાં આવે.

૬. મુખ્ય ઑફિસની અંદર શબ્દોની નોંધ માટે એક કોઠો તૈયાર કરવામાં આવે (એક હોશિયાર ચિટનીસ તે કરી શકે). એને તૈયાર કરવા નીચેની સૂચનાઓ ધ્યાનમાં લેવી. દરેક પેટા-ભાષા માટે બે ઈંચની જગાવાળાં ખાનાં અને શબ્દકોષના શબ્દો માટે એક ખાનું પાડી શકાય એટલો મોટો એક કાગળ લો. શબ્દકોષમાંના શબ્દો જે પ્રમાણે અંદર આપેલા હોય તે જ પ્રમાણે ડાબા હાથના પહેલા ખાનામાં લખવા. ત્યાર પછી દરેક પેટા-ભાષાના શબ્દો એમના ઉચ્ચાર પ્રમાણે જોડણી વાપરીને એમના ખાનામાં લખવા. દરેક શબ્દ પછી નિરક્ષરોના જે મત મળ્યા હોય તે લખવા.

૭. આ પ્રમાણે બધા શબ્દો ખાનાવાર લખાઇ ગયા પછી એમનું વર્ગીકરણ કરવાનું રહે છે. **પહેલો વર્ગ :** આમાં જે શબ્દો શબ્દકોષમાં છે અને દશે નિરક્ષરોએ હકારમાં મત આપ્યો છે એ શબ્દો લખવા. **બીજો વર્ગ:** શબ્દકોષના જે શબ્દો જાણીતા છે પણ બધાંજ નિરક્ષરોને નહિ તે શબ્દ (કેટલા મત મળ્યા તે લખવા). **ત્રીજો વર્ગ:** આમાં શબ્દકોષના એ શબ્દો આવે કે જે એક સિવાય બધા જ ભાષાકિય વિભાગોમાં જાણીતા છે. **ચોથો વર્ગ:** એવા શબ્દો કે જે બે સિવાય બધા જ ભાષાકિય વિભાગોમાં જાણીતા છે, અને એ પ્રમાણે બધા શબ્દો પૂરા થાય ત્યાં સુધી.

આ પ્રમાણે વર્ગો તૈયાર કર્યા પછી જે પહેલા એક હજાર શબ્દો આપણુને મળે (જો બધા જ ભાષાકિય વિભાગોના એટલા શબ્દો જાણીતા હોય તો) તે આપણું આધારભૂત બોલાતા શબ્દોનું ચાર ખાનાંમાં તૈયાર કરેલું શબ્દભંડોળ બનશે. નિરક્ષરોને ભણાવવા માટે પહેલાં બે અઠવાડિયાં જે પાઠો અને વાચનપુસ્તકો વપરાય તે આ શબ્દભંડોળના આધારે તૈયાર કરવાં જોઇએ.

૮. આ જે શબ્દભંડોળ તૈયાર થયું તે પુસ્તકોમાં વપરાતા શબ્દો ઉપરથી તૈયાર કરેલા શબ્દભંડોળ સાથે સરખાવવામાં આવે. એ આપણું ત્રીજું ભંડોળ થશે. જે શબ્દો બોલાતા શબ્દોના ભંડોળમાં હોય તેના ઉપર પુસ્તકમાંથી તૈયાર કરેલા ભંડોળમાંથી છેકો મારવો. બાકીના શબ્દો એ આપણું ત્રીજું ભંડોળ છે. એ બાકીના શબ્દો આપણે ધીમે ધીમે પહેલી અને બીજી વાચનમાળાઓમાં અને પ્રૌઢો માટેના છાપામાં વાપરવા જોઇએ. વીસ પરિચિત શબ્દે એક નવો શબ્દ વાપરવો અને તે સગવડ પ્રમાણે તરત જ ઓછામાં ઓછા દશ વાર વાપરવો.

પ્રથમપોથીઓ પછી જે સાહિત્ય તૈયાર કરવાનું છે તે ત્રણ પ્રકારનું હોવું જોઇએ.

૧. પાઠયપુસ્તકો—ભાગ ૧, ૨, ૩, ૪, ૫.

૨. તે ઉપરાંત દરેક પુસ્તકની ભાષાના પ્રમાણમાં વધતા વાચનની ચોપડીઓ અને ચોપાનિયાં.

૩. નવાં થયેલાં પ્રૌઢ સાક્ષરો માટે માસિકપત્ર. આ બે ચાર પાનાંનું થઇ શકે છે. તેમાં આગળ ભણેલા માણસોને માટે વાચન રાખવાનું યોગ્ય નથી, કેમકે તેથી નવાં ભણેલાં તેને વાંચવાની હિંમત ધરશે નહિ. આવી ચોપડીઓ ને પાનિયાં માટે કેવી રીતે લખવું એ આવતા પ્રકરણનો વિષય છે.

---

### પ્રકરણ ૧૧મું

# નિરક્ષરો માટે કેવી રીતે અને શું લખવું?

## ૧. કોણ લખશે?

નવા શીખેલા માટે જે વાચનસાહિત્ય સહેલું છે તે બાળકો માટે લખવામાં આવ્યું છે. પરંતુ શિક્ષિત માણસોની જેમ નિરક્ષર પ્રૌઢો માત્ર બાળકોની ચોપડીઓ વાંચવામાં રસ લેતા નથી. પ્રૌઢ નિરક્ષરો પુખ્ત વયે પહોંચેલાં સ્ત્રીપુરુષો છે, અને એમના જીવનને લગતા સળગતા પ્રશ્નો તથા તેમનું દૃષ્ટિકોણ બાળકો કરતાં ભિન્ન છે. કષ્ટ અથવા દુઃખ માણસને જીવનની બાબતો વિષે વિચારવંત કરી દે છે, અને નિરક્ષરોએ આપણા-માંના મોટા ભાગના કરતાં વધારે કષ્ટ ને દુઃખો સહન કર્યાં છે. નિરક્ષર સ્ત્રીપુરુષોની ન્યાય કરવાની સારી સમજ અને તર્કશક્તિ જોઇને શિક્ષિત લોકો વારંવાર અચંબો બતાવે છે. આ લોકોને ઉપયોગી પુસ્તકો અને સામયિકો પૂરાં પાડવાં જોઇએ, નહિ તો વાંચવાથી કશો ફાયદો હોય એમ તેઓ માનતાં નથી. તેઓ જે ભાષા વાતચીતમાં વાપરે છે તે ભાષામાં સાહિત્યની ઘણી જ જરૂર છે—આપણે જેવાં પુસ્તકો અને સામયિકો વાંચીએ છીએ તેવાં પરિપકવ અને અર્થગર્ભિત એ હોવાં જોઇએ. ખાસ કરીને એમના જીવનવ્યવહારના સળગતા પ્રશ્નો જેના ઉકેલ માટે તેઓ ગમે તેટલું દુઃખ સહન કરવાને પણ તૈયાર હોય છે તે પ્રશ્નોના ઉત્તરો માટે તે ઝંખે છે અને તેઓ આભારસહિત સ્વીકારે છે.

કમનસીબે લગભગ બધા જ લેખકો એવો વિચાર કરે છે કે આ પ્રકારનું લખાણ લખવું એટલે પોતાનો દરજ્જો હલકો પાડવો. એથી એમની "શૈલી" બગડશે અને ખ્યાતિને લાંછન આવશે. પણ આ જાતના વલણમાં કેટલાક અપવાદો છે—જેમાંનો સૌથી

અગત્યનો તે રવિન્દ્રનાથ ટાગોર છે. એ હિંદુસ્તાનનો અતિ વિખ્યાત અને મહાન કવિ છે, એનાં લખાણો વિશ્વભરમાં વંચાય છે. એનું શું કારણ? એણે એક મર્મ શોધી કાઢયો હતો. એ મર્મ આ હતો:

જે શબ્દો આપણે ચોપડીઓમાં વાંચીએ છીએ પણ વાતચીતમાં વાપરતા નથી એ શબ્દો માટે આપણામાંથી કોઈ પણ આનંદી કે દુઃખી થતું નથી. જે શબ્દો સાંભળતાં જ કે વાંચતાં જ લાગણીઓનાં પૂર તાણી લાવે છે એ શબ્દો જે આપણે નાનપણથી જ સાંભળતા આવ્યા છીએ તે છે. એ શબ્દોનો સરળ ઉપયોગ આપણને કોપાયમાન, કે દુઃખી કે હર્ષિત બનાવે છે. ટાગોરનું મહત્ત્વ સાધારણ શબ્દોની અતિ સૌંદર્ય વાકયોમાં ગૂંથણી કરવામાં અને આપણા હૃદયવીણાના તાર ઉપર રમવામાં સમાયેલું છે. અંગ્રેજીમાં એ અજબ સફળતાપૂર્વક કરી શકયા હતા. હું એમનું કોઈ પણ પુસ્તક ઉઘાડું અને વાંચું તો બાળપણમાં પેન્સીલવેનીઆમાં હું હતો અને જે શબ્દો મારે કાને અથડાતા તેજ શબ્દો સાદી પણ અજાયબ કવિતામાં અને તત્ત્વજ્ઞાનમાં વણી દીધેલા છે કે એ મારા અભ્યંતરમાં તરવારના ઘાની માફક ઊતરી જાય છે. જે કરોડો નિરક્ષરતાના કલણમાંથી બહાર નીકળી આવે છે તેઓને નવું વાચનસાહિત્ય પૂરું પાડવા માટે હજારો રવિન્દ્રનાથ ટાગોરો જોઇએ છે. આ કોઈ શુભેચ્છા નથી, પણ એક અનિવાર્ય આવશ્યકતા છે. **તેથી એ કેવી રીતે, અને કોની મારફતે લખી શકાય એની આપણે શોધ કરવી જ પડશે.**

આપણી મહાસભાના નેતાઓ આ બાબતમાં ઘણું કરી શકે. ગાંધીજી હિંદનો સાધારણ વર્ગનો સમુદાય સમજી શકે એવી સાદી ભાષામાં લખે છે, અને એમના સાથીઓ પણ એમનું અનુકરણ કરે છે. જે વાતો શ્રી ટાગોર પોતાની નૈસર્ગિક ચપળતાથી કળી ગયા તે ગાંધીજી એમના દેશજનોની સેવા કરવાની પ્રબળ ભાવનાને લીધે કળી ગયા.

**હવે જ્યારે આપણને પાંચ કે છ લેખકોની જરૂર નથી પણ હજારો લેખકોની જરૂર છે—અને સાધારણ હોશિયારીથી માંડીને નિપુણ બુદ્ધિશાળી લેખકોની જરૂર છે તેથી આપણે સર્વ ઠેકાણે એમને માટે શોધ કરવી જોઇએ.**

લેખકોને મેળવવા ચીન દેશમાં તેઓને નીચેના ઉપાયો ઉપયોગી થઈ પડયા:—

૧. મહેનતાણું આપવું.

૨. લખી શકે એવા માણસોનો ઉત્સાહ વધે એવી યોજનાઓ ઘડવી.

૩. ઉગતા—જુવાન લેખકો સાથે મૈત્રી બાંધો અને એમને લખવાની તક આપો.

૪. લેખકોની સ્વતંત્રતા અને સર્જકશક્તિને કોઈ રીતે આડે આવવું નહિ.

હિંદુસ્તાનમાં પૂરતા પ્રમાણનું સાહિત્ય પૂરું પાડવાની આશા ફળિભૂત કરવાનું સ્થાન શાળાઓ છે. કેટલાય મણ માટી ખોદી કાઢયા અને તપાસ્યા પછી હીરાઓ જડે છે. નિષ્ણાત લેખકો હીરાઓની જેમ ગણ્યાગાંઠયા જ હોય છે અને આશાવંત "કાચા માલમાં" એમની શોધ કરવાની છે. એક રીતે નિપુણતા (genius) હીરા જેવી નથી પણ છોડવાના જીવનમાં જે અસાધારણ **થતાં ફૂલ જેવી** (mutation) હોય છે; કુમળી કળીનું યોગ્ય રીતે પાલણ ન કરવામાં આવે તો તે ઘણી સહેલાઇથી મરી જાય છે. વિદ્યાર્થીઓને નિંબંધની પરીક્ષા આપીને જેના સૌથી વધારે દોકડા આવે તેને નિષ્ણાત લેખક ગણવાની રીત પણ ખોટી છે. આવા માણસોમાં ઉત્તમ બુદ્ધિ હોવી જોઇએ એટલુંજ બસ નથી, પણ જ્યારે બીજાં બધાં થાકી જાય ત્યારે એકાગ્રચિતે કામ કરવાની અસાધારણ શક્તિ અને ઉત્સાહ હોવાં જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો એનામાં "અપાર કષ્ટો સહન કરવાની શક્તિ" હોવી જોઇએ.

બે વ્યક્તિઓ એક જ પ્રકારનો નિબંધ પ્રથમ જ વાર સારી રીતે લખી શકે. પણ એમાંની એક વ્યક્તિ એટલેથી જ અટકી જાય છે, જ્યારે બીજી વ્યક્તિ એને સુધારે છે, ફરી લખે છે અને જ્યાં સુધી સારો નિબંધ સંપૂર્ણ નિબંધ બને નહિ ત્યાં સુધી વારંવાર સુધારે છે ને ફરી ફરી લખે છે. આપણે આગાહી આપી શકતાં નથી કે એક હજાર યુવાન યુવતિઓમાંથી કેટલાંમાં આ સંપૂર્ણતાની ટોચે પહોંચવાની શક્તિ છે, અને તેથી આપણે તો એ હજારે યુવાન યુવતિઓને એમની શક્તિ અને પ્રબળ ઇચ્છા કરાવાની તક આપવી જોઇએ.

જે સમયે છોકરાછોકરીઓમાં યૌવનતાનાં ચિહ્નો દેખાવા માંડે છે, જ્યારે બાળપણની પોતા માટેની લાગણીઓ વિસ્તૃત થઇને અન્ય જનોમાં ખૂબ રસ લેતાં બને છે તે સમયે નિષ્ણાત લેખક હોવાનાં ચિહ્નો પણ પ્રગટ થાય છે. આથી દશથી અરાઢ વરસની અંદર એની શોધ કરવી જોઇએ અને મળી આવતાં જ ઉત્તેજન આપવું જોઇએ. આ વયનાં છોકરાંને મર્યાદિત શબ્દભંડોળ વાપરીને સાદા લેખો—નિબંધો લખવાને સૂચનાઓ અને માહિતી આપવી જોઇએ. સૌથી ઉત્તમ રીત એ છે કે વિદ્યાર્થી પાસે એક નિબંધ કાળા પાટિયા ઉપર લખાવવો, જેથી એને માટે કેટલી મહેનત કરવી પડે છે તે એ સમજી શકે. આ લેખ ટૂંકો હોવો જોઇએ, આશરે નોટબૂકનું એક પાનું ભરાય એટલો, એના ફકરાઓ ટૂંકા, વાક્યો ટૂંકાં અને તે ઘણા જ પરિચિત સાધારણ શબ્દોમાં, અને જાણવા જેવી સાચી હકિકતોથી ભરેલો હોવો જોઇએ; નવી હકિકતો, રસીક હકિકતો, જીવતી જાગતી ને લાભકારી કે ઉપયોગી હકિકતો હોવી જોઇએ. જે પ્રશ્નો ગામડાંના લોકોને મૂંઝવી રહ્યા છે પણ જેના ઉત્તર એમને મળતા નથી એ પ્રશ્નોના ઉત્તર એમાં આવવા જોઇએ.

આવી લખાણની ઉચ્ચ કક્ષાને પહોંચી વળવું એ ઉત્તમ કળા છે અને એનો મર્મ થોડાં જ કળી શકે છે. મોટામાં મોટો મર્મ તે પુષ્કળ પરિશ્રમ છે. તમારે જે માહિતી જોઇએ છે તે મેળવવા

માટે તમારે કદાપિ પાંચ કે છ ચોપડીઓ વાંચવી પડશે અને ૧૫-૨૦ માણસોની મુલાકાત કરવી પડશે. આ હકિકતો મેળવ્યા પછી એને રુપરેખામાં ગોઠવવાની છે. ત્યારપછી એને એક વાર લખવું, એને ફરી લખવું, સુધારવું, વાકયો ટૂંકાં કરવાં ને એમ દરેક વાકય અર્થગર્ભિત બનાવવું. વિદ્યાર્થીઓને કહો: "જો તમને કોઇ છાપામાં લેખ મોકલવા માટે સો રૂપિયા ઇનામ આપવામાં આવે તો તમે કદાપિ વારંવાર એને ફરી ફરી લખશો!" વિદ્યાર્થીઓ આગળ આપણે આને ઉત્તમ કોટિનું લખાણ લખવાના ધોરણ તરીકે રજૂ કરીએ.

દરેક નિશાળે પોતાનું પત્ર પ્રગટ કરવું જોઇએ—પછી તે મુદ્રણાલયમાં છપાયેલુ હોય કે અનેક નકલો કાઢનાર હાથયંત્રથી લખવામાં આવતુ હોય એમાં પોતાના લેખો છપાય માટે વિદ્યાર્થીઓને ઉત્તમ પ્રકારનાં લખાણ લખવાનું ઉત્તેજન મળશે. શિક્ષકોની બનેલી સમિતિ છપાવવાને માટે કયાં લખાણ યોગ્ય છે તેની પસંદગી કરશે. આ સમિતિએ લેખોને ટૂંકાવવા, નવેસર ગોઠવવા અને સુધારવા જોઇએ.

જે લેખો આવે તેમાં જે સૌથી ઉત્તમ હોય તે પ્રિન્સિપાલ સાહેબ ઉપર મોકલી આપવામાં આવે, અને પ્રિન્સિપાલ એ લેખ કેળવણીના મુખ્યાધિકારી ઉપર મોકલી આપે. એમની તંત્રીઓ તરીકેનું કામ કરનાર સમિતિએ પસંદ કરીને જે લેખો ઘણાજ ઉપયોગી હોય તેમને નવા થયેલા સાક્ષરો માટે પ્રગટ થતાં પ્રાંતિક છાપાંઓમાં છપાવવા જોઇએ. પ્રાંતિક છાપાં માટે જે લેખ મોકલવામાં આવે તે લેખ ઉપર લેખકનું નામ લખેલું હોવું જોઇએ, અને એની મહેનતના બદલામાં એને કંઇક પૈસા પણ આપવા જોઇએ. આવા લેખો માટે લીટીદીઠ એક આનો બહુ ન કહેવાય.

આમ લેખો પસંદ કરવાથી અને કંઈક વળતર આપવાથી જુવાનોમાં ઉત્સાહ વધશે અને એમનામાં જે શક્તિઓ રહેલી છે તે જાગૃત થશે, અને પોતાનામાં કેવી કેવી શકયતાઓ અદૃશ્ય છે તે શોધી કાઢવા ઉત્તેજિત બનશે. આ બાબતમાં તેઓ શું કરી શકે

એમ છે એ હજારો માણસો જાણતા નથી. પણ જ્યારે તેઓ પોતાની નિદ્રાવસ્થામાંથી જાગૃત થાય અને લખવા તરફ ઇચ્છા વળે ત્યારે જ તેઓને એનું ભાન થાય. ' એ કામમાં ઘણી મહેનત ઉઠાવવાની હોવાથી બહારની પ્રેરણાએ કામ કરવાની આવશ્યકતા છે.

નિષ્ણાત લેખકોની શોધખોળમાં પ્રશંસાના ખાસ પત્રો, ઉગતા જુવાન લેખકોનાં ખાસ વખાણ અને લેખો લખવા માટે ખાસ વિનંતીઓ મદદરૂપ થશે. મદ્રાસ યુનિવર્સિટીના સૌથી વડા અધિકારીએ જે વાત કહી તે દેશના આગેવાનોએ અનુકરણ કરવા જેવી છે :—

"શિક્ષિત સ્ત્રીપુરુષોને હું નમ્ર વિનંતી કરું છું કે તમારો નવરાશનો વખત ગામડાંના વાંચકવર્ગના લાભાર્થે તામીલ ભાષામાં ઉપયોગી પુસ્તકો લખવામાં ગાળો."

જે વિદ્યાર્થીઓ હાઇસ્કૂલમાં કે કૉલેજમાં શિક્ષણ લેતી વખતે ખાસ સાહિત્ય લખવાની શક્તિઓ બતાવે તેઓને વર્તમાનપત્ર લખવાના શિક્ષણવર્ગમાં શિષ્યવૃત્તિ આપીને મોકલવા જોઇએ. પણ દુઃખની વાત છે કે આપણા દેશમાં હજી આવો વર્ગ કોઇ ઠેકાણે નથી અને આ શિષ્યવૃત્તિઓ એટલી મોટી હોવી જોઇએ કે પોતાના કુટુંબ તરફથી બીજી આવક ન મળે તો પણ તે પોતાનો અભ્યાસ જારી રાખી શકે. સાધારણ રીતે ગરીબ કુટુંબોનાં છોકરાં નિરક્ષર સમુદાયને યોગ્ય આવે એવી અંતરદૃષ્ટિ અને હોંશથી લખી શકે છે. આ સાધારણ વર્ગમાંથી ઓછા લેખકો પાકે છે તેનું એક કારણ એ છે કે એમાંના કેટલાક એમના બાપદાદાના ધંધા જ સ્વીકારે છે, અને બીજું કારણ એ છે કે આપણા કેળવણીખાતાએ એવા વિદ્યાર્થીઓને એમનો અભ્યાસ ચાલુ રાખવા નાણાંની વ્યવસ્થા કરી નથી. આથી આ વર્ગમાંથી આ કામ માટે લેખકો મળી આવતા નથી. આજ લગી જે સાહિત્ય પ્રગટ થયું છે તે શિક્ષિત વર્ગો માટે, તેઓને લાગુ પડે એવું અને તેમનાથી જ લખાયેલું છે. પરંતુ નિરક્ષર જ્ઞાતિઓ માટે હવે સાહિત્યની અગત્ય વધતી

જાય છે, તેથી હરેક જ્ઞાતિમાંથી લેખકો ઊભા થવા જોઇએ. જો આમ કરવું હોય તો લેખનના શિક્ષણવર્ગો ઉઘાડી તેનાં લાયક વિદ્યાર્થીઓને વિના મૂલ્યે શિક્ષણ આપવાની જરૂર છે.

આવી જાતના વિદ્યાર્થીઓથી લખેલા સાહિત્યમાં એક વાત સારી છે, તે એ કે તેઓ હજી **શાળામાં ભણે છે તે વખતે પણ તેઓ પોતાના દેશની સેવા બજાવી શકે છે.** ઘણા માણસોએ પોતાના જે ઉત્તમ નિબંધો લખ્યા છે તે તેઓ વીસ વર્ષથી ઓછી વયના હતા ત્યારે લખાયેલા. કદાપિ તમે જેઓ આ વાંચો છો તેઓ કબૂલ કરશો કે તમે જો કોઇ ઉત્તમ નિબંધ લખ્યો હોય કે છટાદાર ભાષણ કર્યું હોય તો તે તમારી નિશાળના દિવસોમાં હતું. ઘણી વાર જુવાનોને કહેવામાં આવે છે, કે "શિક્ષણ પૂરું કર્યા બાદ તમારે દુનિયામાં બહાર જઇને તમારા દેશની સેવા કરવાની છે." આ કહેવું તે આધુનિક કેળવણીના મુખ્ય—અને પાયારૂપ સિદ્ધાંત-નું ઉલ્લંઘન કરે છે. એ સિદ્ધાંત તો એ છે કે જ્ઞાન મળતાં જ એનો ઉપયોગ કરવો જોઇએ નહિ તો તે ગુમ થઇ જાય છે. યુવાનવર્ગનાં દર્શન અને ઉત્સાહનો જો હિંદુસ્તાન ઉપયોગ કરતું નથી, ગ્રહણ કરતું નથી અને યોગ્ય માર્ગે વાળતું નથી, અને અગ્નિ બૂઝાઈ જાય તથા દર્શન વિખેરાઇ જાય તે પહેલાં એને ઉત્તેજન આપતું નથી, તો તે મૂલ્યવાન લાભ ગુમાવે છે.

હાલની નિબંધો લખવાની રીત અને યોજના એ કંઈ એક શિક્ષણની રીતિ નથી પણ હાસ્યજનક દેખાવ છે. વિદ્યાર્થીઓ એ નિબંધો ભાગ્યે જ બીજી વાર લખે છે. તેઓ એ ખંધાઇ શીખી ગયા છે કે શરૂઆતના ફકરા અને છેવટના ફકરા કાળજીપૂર્વક લખવા અને વચ્ચે ગમે તેવું લખી નાખીશું તો પણ કશો વાંધો નથી. કેમકે તેઓ એવી માન્યતા ધરાવે છે (અને કેટલી બધી વખત એ માન્યતા ખરી પણ પડે છે!) કે થાકેલો પરીક્ષક નિબંધની શરૂઆતની અને છેવટની થોડી લીટીઓ વાંચશે, નોંધમાં દોકડા ઊતારી દેશે, અને નિબંધને કચરાટોપલીમાં ફેંકી દેશે, અને જ્યારે આ અપ્રિય કામ પૂરું થશે ત્યારે ખુશી થશે. આપણને યાદ છે

કે આપણા નિશાળના દિવસોમાં નિબંધો લખવા પાછળ આપણે કેટલો પરિશ્રમ ઊઠાવેલો અને જ્યારે શિક્ષકે એ વાંચ્યા છે કે નહિ તેનો કશો ઉલ્લેખ પણ નહોતા કરતા ત્યારે આપણે કેટલા નિરાશ થઈ જતા. નિબંધ લખાવવાની સામાન્ય રીત એવી છે કે લખવાની શક્તિ શોધી કાઢીને તેને ઉત્તેજન આપવાને બદલે તેનો નાશ કરે છે.

પણ જ્યારે વિદ્યાર્થીને એમ લાગે છે કે એ હજી નિશાળમાં ભણે છે તે દરમિયાન પણ તે પોતાના દેશની એક જાતની જરૂરિયાત પૂરી પાડે છે. એ લખાણ એના સાથી વિદ્યાર્થીઓ વાંચશે, એનાં પોતાનાં માબાપ વાંચશે—જ્યારે તે પોતાના દેશનો એક અતિ ઉપયોગી નાગરિક બને છે—ત્યારે આ બધું વાતાવરણ બદલાઇ જાય છે. આવી જાતની યોજના એજ ખરી યોજના છે! વળી બાળક, એનાં માતપિતા અને એનું ગામ કેળવણીની પહેલાં નહિ કરી હોય એવી પ્રશંસા કરશે, કેમકે એ તાત્કાળિક અને નજરે દેખાય એવાં સંગીન ફળ ઉત્પન્ન કરે છે.

## ૨. ગામડાના પ્રૌઢને કયી બાબતોમાં રસ છે એ કેવી રીતે શોધી કાઢવું?

**ગામડિયાને કયી બાબતોમાં રસ પડે છે?** જે કોઈ માણસ કંઇ પણ લખવા માગે છે તેને આ પ્રશ્ન મૂંઝવે છે. કયા વિષયો ઉપર તે લખે કે જેથી લોકો ઉમંગભેર એને વાંચે? આ પ્રશ્નના જવાબ માટે નિશાળ તરફ આપણી નજર જાય છે. જ્યારે આ પ્રશ્ન વિદ્યાર્થીઓ આગળ મૂકવામાં આવે છે ત્યારે તેઓ એનો સંતોષકારક ઉત્તર આપે છે, એમની તુલનાશક્તિ ઠીક કામ કરતી હોય એવું જણાય છે. આખા હિંદુસ્તાનમાં નિશાળોમાં અને પરિષદોમાં જે પદ્ધતિ અમે વાપરી છે તે આ છે:

"બધાંને પાંચ મિનિટની શાંતિ આપવામાં આવે છે. એટલા વખતમાં તમે ગામડાંના માણસોને રસ પડે એવા વિષયો-

ની નોંધ કરો." પાંચ મિનિટ પછી એમ કહેવું. કે "હવે એ વિષયોમાંથી તમે જે એક વિષય સૌથી રસિક માનતા હો તેની નીચે લીટી દોરો." ત્યાર પછી એક પછી એક બધાં પોતાના પહેલા તરીકે પસંદ કરેલો વિષય બોલે, અને એક જણ કાળા પાટિયા પર એ લખે. છેલ્લે બધી નોંધો એકઠી કરી લેવી.

દરેક વિદ્યાર્થી પાસે વચન લેવું કે પાટિયા ઉપર લખેલા વિષયોમાંથી ગમે તે એક પર તે લેખ લખે! વિદ્યાર્થીને અગાઉથી એ પ્રમાણે જણાવવામાં આવે કે જે લેખો તેઓ આપશે એના દોકડા આપવામાં આવશે અને એ એના પ્રગતિપત્રકમાં નોંધવામાં આવશે. જો કોઇ લેખ બેદરકારીથી લખવામાં આવ્યો હોય તો તે પાછો આપવો. એમ જ્યાં સુધી એ લેખ ઉત્તમ ન બને ત્યાંસુધી વારંવાર લખાવવો. જો એને એ લેખ દશ વાર લખવો પડે તો વાંધો નહિ કેમકે તે લેખક કે પત્રકારની કળાના આદર્શો શીખે છે.

આ લેખો છાપામાં પ્રગટ થાય, પછી સર્વોત્તમ અને કીમતી લેખો પસંદ કરવામાં આવે અને એની હજારે પ્રતો છપાવવામાં આવે અને એમને આરોગ્ય, ખેતીવાડી, ગાયનો, કથાઓ, વગેરે વિષયો પ્રમાણે ગોઠવીને સાચવી રાખવા. આશરે આવા પચાસ લેખો એકઠા થયા બાદ એને ચોપડીના રૂપમાં બાંધવામાં આવે. જો એ લેખો રસિક હશે તો નવા શીખાઉ પ્રૌઢો ખૂબ આનંદથી વાંચશે અને એ ચોપડીની સારી સંભાળ રાખશે

જો ઘણી ગામડાંની નિશાળોને આવા વિષયોની નોંધ તૈયાર કરવાનું કહેવામાં આવે તો બહુજ ઉપયોગી ટીપ તૈયાર કરવામાં એ નોંધો મદદરૂપ થઇ પડે. અમે જ્યાં કહીં આવો અખતરો કર્યો છે ત્યાં અમને સફળતા મળેલી છે; છોકરાંઓએ ઉત્સાહથી તેમાં ભાગ લીધો છે. જો ખરી હકીકત કહીએ તો આ કલાક દરેક પરિષદમાં બહુજ આનંદનો કલાક હતો, અને લોકોએ એની પ્રશંસા કરેલી છે. હાઇ સ્કૂલો, કૉલેજો અને જુદાં જુદાં મંડળો ઉમદા અને કીમતી વિચારો રજૂ કરે છે.

વિદ્યાર્થીઓએ નોંધેલા અને પરિષદોમાં તૈયાર કરેલા વિષયો-માંથી થોડા નીચે આપીએ છીએ :—

| | |
|---|---|
| આદર્શ લગ્ન | ઊંદરો |
| કયારે પરણવું ? | હુકા |
| કેવી રીતે વધારે કમાવું ? | જુગાર |
| શીતળા | વેઠ |
| વાછરડાના રોગો | પડદા |
| બાળકોની આંખો | કુસ્તી |
| સંતતિનિયમન | ગાયનો |
| જ્ઞાતિ | કથાઓ—વાર્તાઓ |
| દાવા ( કોર્ટના ) | ભિખારીઓની યુક્તિઓ |
| બારમું | સાસુ |
| પ્રાર્થના | તળાવ પરની વાતચીત |
| દાગીના | રોટલી પકાવવી |
| ઝવેરાત | બજાર |
| ઘર-વૈદું | સાપનું કરડવું અને તેનો ઉપાય |
| સહકારી બેંક | ડૂબેલાને બચાવવાનો ઉપાય |
| દેવામાંથી છૂટકો | હિંદુ ધર્મનું પુરાણું સાહિત્ય |
| છાણું | કુરાન |
| ખસ | બાઈબલ |
| પ્લેગ | કોલેરા |
| ગૃહઉદ્યોગો | કોમી સંબંધ |
| કાંતવું | કાટલાં અને માપ |
| ગામડાંના ઉદ્યોગો | જમીનનું માપ |
| વણાટકામ | નીતિ |
| અફીણ | શાહુકારો—નાણાં ધીરનાર |
| હળ | ભજન |
| કોંગ્રેસ | કિંમત—ભાવ |
| ગાંધીજી | વરસાદ |

| | |
|---|---|
| સાસુવહુનો ઝગડો | ખાસ ખજારો |
| માદીકરીનો ઝઘડો | સંતોની વાર્તાઓ |
| કેવી રીતે ઝઘડો અટકાવવો? | ચાલુ સમાચાર |
| સારા ભાવ | ગપ્પાં |
| કર ઘટાડવા સંબંધી | યાત્રાઓ |
| પાણી પૂરું પાડવા વિષે | રમતગમતો |
| સુધારેલા રસ્તા | ભૂત |
| ઢોરોના રોગો | કહેવતો |
| સુધરેલાં ઘર | સીનેમા |
| આદર્શ ગામડું | વિમાન |
| સારો સિપાઈ | પાણીની નહેર |
| તંબાકુ | કન્યાવિક્રય |
| કાપણી | બી |
| મરણ પછીની જિંદગી | |

આ સિવાય બીજા હજારો વિષયો પર લેખો ને નિબંધો લખાવાની જરૂર છે. કેટલાક એવું માને છે કે બારપંદર ચોપડીઓ તૈયાર કરવાથી નવા શીખાઉ પ્રૌઢો અને ઊંચ કોટિના સાહિત્ય વચ્ચે જે ખીણ છે તે પૂરાઈ જશે, પણ આ માન્યતા ભૂલભરેલી છે. તમે પોતે પોતાને નવા શીખાઉની જગામાં મૂકો. જો તમે પુસ્તકાલયમાં જાઓ તો સેંકડો પુસ્તકોમાંથી તમે એકાદ પુસ્તક વાંચવા પસંદ કરો. બીજો માણસ કોઈ બીજી ચોપડી પસંદ કરે. નિરક્ષરોને વાચનની મારફતે ખુશી કરવા કે રાખવા એ ઘણું મુશ્કેલ કાર્ય છે, કેમકે તેઓ ફક્ત આનંદ કે મઝાને માટે વાંચતાં શીખ્યા નથી. કુદરતી રીતેજ તેમને રસ પડે એવા વિષયો હોવા જોઇએ.

આ નવા શીખાઉ પ્રૌઢો માટે પુસ્તકો પુરતાં કરવાનું કામ કેટલું અઘરું છે એ બહુ જ થોડા માણસો હાલ સમજતા થયા છે. આ ભગીરથ કાર્ય જો સફળ થવાનું હોય તો દરેક લાયક વ્યક્તિએ અને સંસ્થાએ સહકાર આપવો જોઇએ.

એક ટ્રેનિંગ કૉલેજના એક વિદ્યાર્થીએ કહ્યું, કે "હું સામાન્ય જનતા માટે લેખો લખવાની અભિલાષા સેવું છું. આજના જમાનાના લેખકોનું અનુસરણ હું કરનાર નથી, પણ એમના માર્ગથી જુદા જ માર્ગ પર ચઢીને પહાડના ઝરણા જેવી ચોખ્ખી લખાણની ઢબ ને શૈલી કેળવીશ." જો એ વિદ્યાર્થી પોતાની આ આકાંક્ષાને વળગી રહેશે તો કરોડો માણસો એનું લખાણ વાંચશે અને એ કલ્પી નહિ શકે એટલી એની ખ્યાતિ ફેલાશે. જે સ્ત્રીઓ અને પુરુષો સામાન્ય માણસો બોલે છે એવા શબ્દ વાપરીને સાદી ને સરળ ભાષામાં કરોડો નિરક્ષર પ્રૌઢો આગળ સાહિત્ય રજૂ કરી તેઓના દિલમાં મહાન લાગણીઓ ઉત્પન્ન કરી શકશે તેઓ હિંદુસ્તાનનું ભાવી ઘડશે.

### ૩. કેવી રીતે લેખને રસિક બનાવવો ?

માણસોને રસિક થઈ પડે એવો લેખ લખવાની સૌથી ઉત્તમ રીત તે એ છે કે લેખક નિરક્ષર પણ ચપળ ને હોશિયાર માણસ પાસે જાય અને એ બે વચ્ચે જે સામાન્ય રીતે વાર્તાલાપ થાય તે આવીને એજ ભાષામાં લખે. આથી જે કેટલાક શબ્દો વ્યવહારમાં વપરાય છે તેવા શબ્દો "      " આવું ચિહ્ન કરી લખી શકાશે. દાખલા તરીકે લેખની શરૂઆત આ પ્રમાણે કરી શકાય :—

અમે ચતુરભાઇને મળવા ગયા. તેઓ ગામમાં એક હોશિયાર ચામડાં પકવનાર છે. પછી અમે તેમને પૂછ્યું, "ચતુરભાઈ, ચામડું પકવવા સૌથી સારી વસ્તુ કયી છે?"

"મારા અનુભવ પ્રમાણે ચામડું પકવવા માટે સૌથી સારો પદાર્થ ——— છે."

આ વાતચીતરૂપી પદ્ધતિ વડે જોઇએ તેવી માહિતી આકર્ષક, સાદી અને હાસ્યજનક રૂપમાં લખી શકાય છે. અમેરિકામાં ખેડૂતવર્ગને માટે જે સાહિત્ય પ્રગટ કરવામાં આવે છે તેમાં આ વાતચીતરૂપી પદ્ધતિનો બહોળો ઉપયોગ થાય છે. જુવાનો માટે

આ પદ્ધતિ બહુ જ સારી છે, કેમકે એથી તેઓ નિરક્ષર સ્ત્રીપુરુષોનું ડહાપણ શબ્દોમાં ઉતારે છે. અમને એવો અનુભવ થયો છે કે જુવાનો મુલાકાત કરીને લખવા તત્પર હોય છે અને એ વાતચીત બહુ જ ઉત્તમ રીતે લખે છે.

આ રીતે નિરક્ષર માણસોનું ડહાપણ, એમનાં ગીતો, પુરાણી લોકકથાઓ, રાસડા, વગેરે મળી શકે છે. આ રીતે કામ કરીને ફિલિપ્પાઈન ટાપુઓમાં નિરક્ષરોના મોંના શબ્દો હજારો પાનિયાંમાં ઉતાર્યા છે. વિદ્યાર્થીઓએ આ કાર્યમાં ઘણી જ મદદ આપેલી છે.

ગીતો, લોકકથાઓ, મહાકાવ્યો અને ઘણી જાતનું ડહાપણ નિરક્ષરો જ પાસેથી આ પ્રમાણે મેળવી શકાય છે. ફિલિપ્પાઈન બેટમાં અમે આ પ્રમાણે નિરક્ષરોના બોલવા પરથી હજારો પાનાં લખ્યાં છે. મરાનો ભાષાની ચોપડીઓના અર્ધા ભાગ કરતાં વધારે લખાણો વિદ્યાર્થીઓએ તેમનાથી વધારે વયનાં માણસો પાસેથી મેળવ્યાં છે.

## પ્રકરણ ૧૨મું

# કેવી રીતે સાહિત્ય લોકોના હાથમાં પહોંચાડવું

સાક્ષરતારૂપી આપણી સાંકળની જો કોઈ કડી બહુ જ નાજુક હોય તો તે નિરક્ષર પ્રૌઢોના હાથમાં સાહિત્ય આપવાની અને તેઓની પાસે એ વંચાવવાની આપણી નિષ્ફળતા છે. એક હિંદી શિક્ષકે અમને જણાવ્યું, કે "અમારી પાસે પુષ્કળ સાહિત્ય છે, પરંતુ એ લોકો એનો કશો જ ઉપયોગ કરી શકતા નથી." આ "પુષ્કળ" સાહિત્યમાં જે મોટી ખામી છે તે એ કે એમાંથી બહુ જ થોડું નવા શીખેલા પ્રૌઢો વાંચી ને સમજી શકે એવું છે. વળી એ પણ સાચું છે કે જે કઇ સાહિત્ય હયાતમાં છે તે ગામડાંના માણસોને મળતું નથી. આ બધી જ પરિસ્થિતિ ગૂંચવણભરી છે.

### ૧. પુસ્તકો વેચવાની કળા

બીજી કોઇ પણ ચીજ કરતાં પુસ્તકો અને છાપાંઓ કે સામયિકો પૂંઠા ઉપરથીજ પોતાની ખરી કિંમત ઓછી બતાવી આપે છે. આથી ચપળ ને હોશિયાર આડતિયાઓ મારફતે એ વેચાવાં જોઇએ. એમણે લોકોની જરૂરિયાતોથી વાકેફ હોવું જોઇએ, અને એ પુસ્તકોમાં કયાં એમની મૂંઝવણો ને મુશ્કેલીઓના ઉકેલ આપવામાં આવ્યા છે એ એમણે બતાવી આપવું જોઇએ. જે સ્ત્રીપુરુષોમાં કુદરતી રીતે જ માલ વેચી શકવાની આવડગત કે હોશિયારી હોય એવાં સ્ત્રીપુરુષોને બની શકે તેટલી એ દિશા પર તાલીમ આપીને મુખ્ય મથકોમાં મૂકવાં જોઇએ, કે તેઓ સાહિત્ય વેચવાની કે વહેંચવાની વ્યવસ્થા રાખે.

આ દિશામાં હિંદે બહુ પ્રગતિ કરી નથી, અને આ ક્ષેત્ર આજે અપાર શકયતાઓથી ભરપૂર છે. મદ્રાસ ઇલાકામાં

રેવ. ડબલ્યુ. ટી. એમ. કલ્યુઝ સાહેબે અને એમનાં પત્નીએ ઘેર ઘેર સાહિત્ય વેચવાનો સફળ અખતરો કરેલો છે. તેઓ સાંજ પડે ગામડે ફરવા નીકળે છે અને ઘેરઘેર ફરીને, તથા જે લોકો મળે એમની સાથે વાતચીત કરીને ઘણી વખતે ૫૦૦ ચોપડીઓ વેચી શક્યાં છે. એમના અનુભવ પરથી આપણે કહી શકીએ કે બીજાં સ્થળોએ પણ જો એ પ્રમાણે કરવામાં આવે, અને ખાસ કરીને જ્યારે લોકો કાપણી પછી નવરા હોય છે ત્યારે તો ઘણું કામ થઇ શકે.

અમેરિકાના સંયુક્ત પ્રાંતોમાં અને યુરોપમાં પુસ્તકો વેચવાની કળા ઉચ્ચ કક્ષાએ પહોંચેલી છે. ત્યાં એ વિષયના અભ્યાસક્રમ ઠરાવેલા હોય છે, અને એમાં કેવી રીતે પ્રસ્તાવના કરવી, કેવી રીતે પોતાના ગ્રાહકોની પસંદગી કરવી, કેવી રીતે ઘરોમાં પ્રવેશ કરવો, કેવી રીતે ગ્રાહકોનાં મન ખેંચવાં, અને લોકો ખરીદે માટે શું કહેવું—આ બધું શીખવવામાં આવે છે. શું આવું કાંઈ પણ હિંદમાં છે?

જ્યારે હિંદુસ્તાનને સાક્ષર બનાવવા માટે દરેક ઘરમાં સાહિત્ય મૂકવાની અનિવાર્ય આવશ્યકતા ઊભી થઇ છે ત્યારે પુસ્તકો વેચવાની કળાના માનસશાસ્ત્રનો અભ્યાસ અસ્થાને નથી, પણ તે ઘણુંજ અગત્યનું સ્થાન ધરાવે છે.

હિંદુસ્તાનમાં આપણે નિરક્ષરોને ભણાવવા વિદ્યાર્થીઓને કામમાં લઈએ છીએ, અને ઓરિસ્સા પ્રાંતમાં એમની પાસે ચોપડીઓ, લેખો, વગેરે પણ લખાવીએ છીએ, પરંતુ કોઈ પણ સ્થળે એમને પુસ્તકો વેચવાના કામમાં વાપર્યાં હોય એવું જોયું કે જાણ્યું નથી. આખરે એવી યોગ્ય પદ્ધતિ શોધી કાઢવામાં આવશે કે જેથી વેચનારાઓને વેચાણમાંથી કાંઇક કમીશન (નફાનો અમુક હિસ્સો) મળે. જ્યાં સુધી એ રીત વાપરવામાં ન આવે ત્યાં સુધી એમને પગાર આપવો પડે.

જો કોઇ પણ જુવાન માણુસને તદ્દન નવાજ અને અતિ

જરૂરના ક્ષેત્રમાં પગ મૂકવો હોય તો આ સમયે હિંદમાં પુસ્તકો વેચવાના ક્ષેત્રમાં તેણે પગ મૂકવો. જેઓનામાં આ કામ કરવાની હોશિયારી અને અનુભવ છે તેઓ અંતે એમાં પુષ્કળ લાભ મેળવી શકશે. પરંતુ જો એ જુવાન માણસ લાભ કે નફો મેળવવાની દૃષ્ટિથી એ કામ તરફ ન જુએ પણ હિંદુસ્તાનને મદદ કરવાના ઉત્સાહથી તે ભરપૂર થાય તો એ જરૂરથી સફળ થવાનો. હજારો વાર એ પોતાના મનમાં એમ કહે, કે "હિંદુસ્તાનની અતિ આવશ્યક બાબતમાં અને જે અવિકસિત કળા છે તેમાં હું પહેલોજ પગ મૂકનાર છું. હું જે પ્રકાશ લોકોમાં વેચીશ એ ઉપર હિંદુસ્તાનને પ્રકાશિત થવાનો આધાર છે. અજ્ઞાનતા અને નિરક્ષરતા સામે મોટા યુદ્ધમાં હું જોડાયો છું." આ બધું સાચું છે. હાલમાં જે સગવડતાનાં સાધનો શોધી કાઢવામાં આવ્યાં છે તેનો ઉપયોગ કરવા માટે વેચનારાઓએ જો લોકોને ખાતરી કરી આપી ન હોત તો એ સાધનો હયાતિમાં કે વપરાશમાં હોત નહિ.

આપણે ઘણી વખત એમ માનીએ છીએ કે નવી ચીજો વધતી જાય છે તે શોધખોળોને લીધે છે. પણ આ માન્યતા ભૂલભરેલી છે. સાચી વાત એ છે કે તે વેચનારાઓની ચપળતા અને હોશિયારીને લીધે છે.

જો પુસ્તકો વેચનારાઓને અપાતી સૂચનાઓ આપણે વાંચીએ તો કોઇ પણ પુસ્તકને વેચવામાં સફળ થવા માટે કેવા શબ્દો ગ્રાહકની આગળ વાપરવા, કેવી રીતે વાત શરૂ કરવી, કેવી રીતે પોતાનાં પુસ્તકો તરફ લોકોનું ધ્યાન ખેંચવું, કયારે ચૂપ રહેવું, કેવી રીતે ઉત્કંઠા ઉત્પન્ન કરવી, અને કયારે એની કિમત કહેવી એ બધું આપણા જાણવામાં આવે! આ બધાં પગથિયાંમાં કયું પગથિયું ઘણું અગત્યનું છે! જો તમારે ચિત્રોવાળું કોઇ પુસ્તક વેચવાનું હોય તો સૌથી સારી રીત એ છે કે તમારા ગ્રાહકના હાથમાં એ ચોપડી મૂકો, અને હસતું મોં રાખીને બાજુએ ઊભા રહો. ત્યાર પછી એ જે કંઈ પ્રશ્નો પૂછે તેના પ્રત્યુત્તરો આપો.

સામાન્ય રીતે એવું માનવામાં આવ્યું છે કે પુસ્તકો વેચનારાઓ જો ફક્ત એક કે બે જ પુસ્તકો પસંદ કરીને તેની હિમાયત કરે તો ઘણા સફળ થાય છે. એમાં તેઓ પુસ્તકો માટે બધા જ પુરાવા આપી શકે છે અને ચાલાકીથી એ પુસ્તકો ગ્રાહકોની આગળ મૂકી શકે છે. જો ઘણાં પુસ્તકો હોય તો ગ્રાહકે કઇ ચોપડી પસંદ કરવી એની મૂંઝવણમાં પડી જાય છે અને કદાપિ એક પણ ચોપડી ન ખરીદે.

કોઈ પણ પુસ્તક તૈયાર કરતી વખતે અને પ્રગટ કરતી વખતે સૌથી સારો પૂછવાનો પ્રશ્ન તે આ છે: "શું આ ચોપડી ગામડાના માણસોને વેચવાનું વેચનારને સહેલું પડશે? ધ્યાન ખેંચે એવાં ચિત્રો એમાં છે? શરૂઆતથી જ ચિત્ત ચોંટે એવાં વાક્યો વપરાયાં છે?"

જે પ્રાંતોમાં ને દેશી સંસ્થાનોમાં પ્રૌઢશિક્ષણની ઝુંબેશ પ્રગતિ કરી રહી છે ત્યાં દરેકે દરેક ઘરમાં નવાં ભણેલાં માટે ઓછામાં ઓછાં ત્રણ ચાર પુસ્તકો વસાવવા માટે દબાણ કરવું એ તદ્દન વ્યાજબી છે. જો એમ નહિ કરવામાં આવે તો ઘણા પ્રૌઢો જે થોડું ભણ્યા હશે તે પણ ભૂલી જશે.

સાક્ષરતા જો જરૂરની હોય તો તે ફક્ત આ જ કારણ માટે કે અગત્યનુ ને ઉપયોગનું વાચન દુનિયામાં છે, અને નવા ભણેલા પ્રૌઢનું જીવન વધારે આબાદ ને ઉન્નત બનાવે એવું વાચન છે. જો કોઇપણ નિરક્ષરને સાક્ષર બનાવવો એ જરૂરનું છે તો એ પણ એટલું જ જરૂરનું છે કે એને જરૂરની ચોપડીઓ એ ખરીદે ને વાંચે. સાચું કહીએ તો નિરક્ષરને સાક્ષર બનાવવા માટે જે કંઇ મહેનત કરવામાં આવી છે એને બર લાવવા માટે આ સૌથી છેલ્લું પગથિયું છે. આથી પુસ્તકો વેચવાની કળા એ સાક્ષરતાના ત્રિકોણની ત્રીજી બાજુ છે.

વિશેષ જરૂરનું એ છે કે નવા ભણેલા પ્રૌઢો માટે જે પત્રિકા તૈયાર કરવામાં આવે છે તે દરેક ગામના દરેક ઘરમાં હોય. આ વિષે

ઘણી સૂચનાઓ આપવામાં આવી છે. પણ હજી ધ્યાન ખેંચે એવી સફળતા કયાંયે મળી નથી. એક સૌથી સારો ઉપાય એ છે કે શિક્ષણ પૂરું કર્યા બાદ દરેક પ્રૌઢને છ મહિના કે વરસ સુધી મફત છાપું આપવું ને ત્યાર પછી એ છાપું તે ચાલુ રાખે માટે દબાણ કરવું. આ રીતમાં જે ખામી છે તે એ કે વાંચકોને એથી મફત મેળવવાની ટેવ પડી જાય છે; અને ટેવ તે સહેલાઇથી તૂટતી નથી.

હાલમાં મિશનો, દેશી રાજ્યો, સરકાર ને ઘણા સેવાભાવી નાગરિકો છાપાંઓ ખરીદીને નવા ભણેલાને મફત વહેંચે છે. નિરક્ષરોએ પોતે લવાજમ ભરીને છાપાં મંગાવ્યાં હોય એવું ક્વચિતજ અમારા જોવામાં આવે છે.

આમાં એક મુશ્કેલી દૂર કરવાની છે તે પોષ્ટ ઑફિસની છે. મોટા ભાગનાં ગામોમાં પોષ્ટ ઓફિસની સગવડ નથી, અને ગામડાંઓમાં મોકલાતાં આવાં સામયિકો માટે પોષ્ટનો હલકો દર રાખવાની જરૂર છે.

## પુસ્તકની દુકાનો

નવાં ભણેલાં માણસો વાંચી શકે તેવી ચોપડીઓ વેચવાની વ્યવસ્થા દરેક બજારમાં કરવામાં આવવી જોઇએ. બિહારમાં ગામડાંના દુકાનદારોને નવાં ભણેલાં માણસો માટે ચોપડીઓ રાખવાનું ઉત્તેજન આપવામાં આવે છે.

## પુસ્તકાલયો ને વાંચનાલયો

ચોપડીઓ ઘરોમાં વસે ત્યાં સુધી રાહ જોવાની આપણને જરૂર નથી. ઘણા વખત સુધી લોકો પોતાને જરૂરની છે એટલી ચોપડીઓ ખરીદશે નહિ. જો તેઓ એમના માટે પ્રગટ થતા છાપાનું લવાજમ ભરે અને બે ત્રણ ચોપડીઓ ખરીદે તો શરૂઆત માટે એ પુરતું છે. બાકીનાં છાપાંઓ અને પુસ્તકો એમને પુસ્તકાલયોમાંથી અને વાંચનાલયોમાંથી મળવાં જોઇએ.

કોઈ પણ પ્રાંતમાં આની યોગ્ય ને પુરતી વ્યવસ્થા નથી

ત્રાવણુકોર ને વડોદરા રાજ્યોએ આ દિશામાં ઠીક પ્રગતિ કરેલી છે. હિંદુસ્તાનમાં સાક્ષરતાનું પ્રમાણુ આ બે રાજ્યોમાં સૌથી વધારે છે એમાં શી નવાઇ! વડોદરા રાજ્યમાં સાક્ષરતાનું પ્રમાણુ વધારે હોવાનું મુખ્ય કારણુ ગામડાંઓમાં સ્થાપેલાં પુસ્તકાલયો છે.

કોઇ પણુ ભાષામાં હજી એટલાં બધાં યોગ્ય પુસ્તકો તૈયાર થયાં નથી કે ફરતાં પુસ્તકાલયોનો સારો ઉપયોગ થઇ શકે. વળી જેમ જેમ નિરક્ષરતાનિવારણુની ઝુંબેશો ઠેરઠેર આગળ વધતી જશે તેમ તેમ વધારે ને વધારે સંખ્યામાં માણુસો એની એ ચોપડીઓ વાંચવા માગશે. જે થોડીઘણી ચોપડીઓ અમુક જગાએ રાખવામાં આવે તે ત્યાં હંમેશ માટે રહેવી જોઇએ.

ખાનગી સંસ્થાઓમાં હિંદની કિસાનસભાઓ (ખેડૂતોનાં મંડળો) પોતાના વિચારો લોકોમાં ફેલાવવા માટે પુસ્તકાલયો વસાવવામાં બહુ જ ચપળ છે. પ્રોફેસર એન. જી. રાંગા "પ્રૌઢ-શિક્ષણુની ચળવળ" નામની ચોપડીમાં કહે છે, કે "અમારી કિસાન-સભાઓ આજે ગામડે ગામડે પુસ્તકાલયો સ્થાપવામાં રોકાઈ છે."

સારું વાંચનાલય ૧૦ ફીટ પહોળું ને ૧૨ ફીટ લાંબું હોવું જોઈએ. એમાં નીચેની વસ્તુઓ હોવી જોઈએ:

દિવસે અજવાળું આવે માટે સારી બારીઓ, અને રાત માટે સારી બત્તી.

નવા શીખેલા પ્રૌઢો માટે એક સામયિક.

પુસ્તકો માટે એક કબાટ.

ભીંત પર બારાખડીના રંગીત તખ્તા.

બેસીને વાંચવા માટે શેતરંજી.

સ્ત્રીઓ માટે જુદું વાચનાલય હોવું જોઇએ કે કેમ એ સવાલનો જવાબ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં જુદી જુદી રીતે આપી શકાય.

મદ્રાસ ઈલાકામાં એવા માણુસો (દાતારો) ઊભા કરવામાં આવે છે કે જેઓ કોઈ એક ગામ પસંદ કરીને ત્યાં પુસ્તકાલય

વસાવે અને એ ગામને સાક્ષર બનાવવાના અને એમને સાક્ષર ટકાવી રાખવાના પ્રયત્નોથી વાકેફ રહે.

મદ્રાસના વાઇસ ચાન્સેલરે એક વખતે કહ્યું, કે "જો કોઇ પૈસાદાર નાગરિક દેશની સેવા બજાવવા માગતો હોય તો તે ગામોમાં પુસ્તકાલયોની સ્થાપના કરે, અને એને ચાલુ રાખવા માટે અનામત ફંડ મૂકે એ હાલના જમાનામાં જરૂરનું છે. આવા એક નહિ પણ અનેક સદાવ્રત કરનારા ગૃહસ્થોની જરૂર છે."

અમેરિકાના સંયુક્ત પ્રાંતોમાં કાર્નેગી સંસ્થાએ કરોડો રૂપિયા ખર્ચીને હજારો પુસ્તકાલયો સ્થાપ્યાં છે. ૧૯૩૮ની સાલમાં જ તેણે ૧૫ લાખ રૂપિયા પુસ્તકાલયોની સ્થાપના માટે આપ્યા હતા. કોઇ પણ ધનવાન રાજા કે સંસ્થા કે વ્યક્તિ જો હિંદુસ્તાનમાં યોગ્ય પુસ્તકાલયો વસાવે તો એનો બદલો મનુષ્યોના સુધારાના રૂપમાં દુનિયાની બીજી કોઇ પણ પ્રકારની સેવાથી મળશે તેના કરતાં વધારે લાભ મળશે.

વળી ન્યુસપેપરો તથા સામયિકોના તંત્રીઓને અને સંચાલકોને પ્રૌઢ શિક્ષણની ઝુંબેશના આગેવાનોએ વિનંતી કરવી જોઇએ કે તેઓ ગામડાંનાં પુસ્તકાલયોમાં મફત એક એક નકલ મોકલે. આથી લોકો એમનાં પત્રોમાં રસ લેતાં થશે એટલું જ નહિ પણ આખરે ઘણા નવા ગ્રાહકો થશે. વળી, જે જાહેરખબરો છાપવામાં આવે છે એની આવકમાંથી આ વધારાની મફત નકલોની કિંમત મળી રહેશે.

---

## પ્રકરણ ૧૩ મું

# સાક્ષરતા અને પ્રૌઢ શિક્ષણ

### ૧. સાક્ષરતાની અગત્યતા

"ચાળીસ વર્ષની ઉમરે જિંદગી શરૂ થાય છે" એ નામનું વૉલ્ટર બી. પીટકીને થોડાં વર્ષો ઉપર બહાર પાડેલું પુસ્તક ખાસ ધ્યાન ખેંચનાર પુસ્તકોમાંનું એક છે. જેમાં લોકો ચાળીસ વર્ષ પહેલાંની ઉમર કરતાં પછીની ઉમરમાં વધારે સારી રીતે રમે છે, કામ કરે છે અને **શીખી** શકે છે, એ વાત લેખકે પુષ્કળ પૂરાવા-સહિત બતાવી આપી છે. ચાળીસ વર્ષની ઉમર બાદ પણ જયારે લોકો પુરા શક્તિવાન જણાતા નથી તો તેનાં સામાન્ય કારણો તે નબળો ખોરાક, શરીર સંભાળની બેદરકારી અને બીજા દુરાચારો, જે શરીરના સંચાને બગાડી નાખે છે તે છે. યોગ્ય સંભાળ હોય તો શરીરની શક્તિ સિત્તેર વર્ષ બાદ પણ ટકી શકે છે.

દુનિયાને હવે દેખાવા લાગ્યું છે કે પુરુષો અને સ્ત્રીઓને વૃદ્ધાવસ્થાની અભરાઇ ઉપર આપણે બહુ વહેલાં મૂકી દઇએ છીએ. વળી એક ખામી વધતી જ જાય છે કે આપણે લોકોને શાળામાંથી બહુ જલદી બાતલ કરીએ છીએ. ખરેખર, હવે આપણે જોઇએ છીએ કે લોકોએ **જીંદગી પર્યંત શાળામાં જવું જોઇએ.** જે સ્ત્રીપુરુષો સારા પ્રકારનાં પુસ્તકો વાંચવાની અને તેઓનો અભ્યાસ કરવાની ટેવ પાડે છે, તેઓ જીંદગીભર શાળામાં જ જાય છે. તેઓની જીંદગીભર જો તેઓ યોગ્ય વર્તમાનપત્રો વાંચે તો તેઓ "પત્રવ્યવહારથી અભ્યાસ" કરે છે એમજ કહેવાય.

પ્રૌઢોએ વાંચવાની જરૂર છે જેથી કરી પુસ્તકો મારફતે તેઓ પોતાની કેળવણી ચાલુ રાખી શકે. જે પ્રૌઢને વાંચતાં આવડતું નથી તે કરવત વગરના સુતાર જેવો છે. જે માણસને

વાંચતાં આવડતું નથી તે માનસિક રીતે પુરાણા જમાનામાં જીવે છે અને વિચાર કરવા માટે પાણી ચઢાવેલા પોલાદને બદલે જાણે પથ્થરનો ઉપયોગ કરે છે.

હિંદમાં અમે વારંવાર આ ટીકા સાંભળી કે સાક્ષરતા અને પ્રૌઢ શિક્ષણ એ "બે અલગ બાબતો" છે. આ ટીકાનો શું અર્થ હશે એ સમજવું મુશ્કેલ છે; એ અંધરાયેલો વિચાર જણાય છે. સાક્ષરતા એ બધુંજ નથી, એ તો પ્રૌઢ શિક્ષણનો એક ભાગ છે; એ **પ્રથમ પગલું** છે યા ઓછામાં ઓછું પ્રથમ પગથિયું, અને જ્યારે તે પગલું બરાબર ભરવામાં આવે છે ત્યારે તે અતિ કીમતી શિક્ષણ અને કેળવણી બની રહે છે.

મદ્રાસ વિદ્યાપીઠના વાઇસ ચૅન્સલરે નીચે મુજબ બોલી સંગીન શિક્ષણશાસ્ત્ર સમજાવ્યું. તેમણે કહ્યું, "હું ધારું છું કે પ્રૌઢ સાક્ષરતાને પ્રૌઢ શિક્ષણના કોઈ પણ કાર્યક્રમમાં પ્રથમ સ્થાન આપવું જોઇએ. એ ચોક્કસ બાબત છે, અને જો પ્રૌઢ ભણનારની જરૂરિયાતો સાથે તેને જોડી દેવામાં આવે તો સરખામણીમાં એની પ્રાપ્તિ સહેલ છે. એક પુરાણી કહેવત છે, કે 'સાક્ષર બનવું તે પુષ્કળતાના ગાયને પામ્યા બરાબર છે.'"

બંગાળાનું પ્રૌઢ શિક્ષણ મંડળ સાક્ષરતા માટે આ સબળ કારણ ઉમેરે છે: "અનુભવથી આપણને ખાતરી થઇ છે કે ગ્રામ્ય જનતા 'કેળવાયેલા' બનવા કરતાં સાક્ષર બનવા વધારે આતુર હોય છે, કારણ કે નિરક્ષરતાને કારણે દરેક પગલે તેઓ ગોથાં ખાય છે. નાણાં ધીરનારાઓ તેઓને કેટલીક વાર છેતરે છે. એક પોસ્ટ કાર્ડ વંચાવવા માટે કેટલાએકને લાંબી મજલ કરવી પડે છે! સામાન્ય કેળવણી સાક્ષરતાને વિચારમાં પ્રથમ મૂકે છે કારણ કે જ્યાં સુધી ગામડાના માણસને વાંચતાં આવડતું નથી ત્યાં સુધી ચિરસ્થાયી પરિણામ પ્રાપ્ત થઇ શકે નહિ."

### ૨. સુધારાના રૂપમાં સાક્ષરતાની કિંમત

સાક્ષરતા તે ફક્ત એક હેતુના સાધનરૂપ છે એમ કહેવું એ

વિચાર બરાબર નથી, કારણ કે જીવનમાં લગભગ બધું તે કોઇ શ્રેયના સાધનરૂપ જ છે. પુસ્તક લખવું, છાપવું યા વાંચવું એ પણ કોઇ હેતુના સાધનરૂપ જ છે. ઘર બાંધવું તે એક હેતુના સાધનરૂપ છે. માતપિતા જેઓ ઘરમાં વસે છે તેઓ એક હેતુના સાધન સમાન છે, એટલે બાળકો ઉછેરવાનો હેતુ! અને એ બાળકોમાંનાં ઘણાં બીજાં બાળકોને ઉછેરવાના સાધનરૂપ બનશે. પણ જો ઉપરનાં કોઇ પણ વાકયોમાં આપણે 'ફક્ત' એ શબ્દ મૂકીએ તો તે વાકયો ખોટાં બનશે, કારણ કે એ દરેક એક હેતુ તેમજ સાધન છે. કાર્ય તેના પોતામાં કીમતી છે. એમજ વાંચતાં શીખવું તે હેતુ તેમજ સાધન બની શકે છે.

પ્રૌઢોને જો સારી રીતે ભણાવવામાં આવે તો તેઓમાં વાચન અને અભ્યાસ માટે શોખ પેદા થશે, અને નહિ કે એ પ્રત્યે તિરસ્કાર. આગળ વધવાની પોતાની શક્તિ વિષે ભણનારને પોતામાં એક નવિન વિશ્વાસ બંધાશે. તેનામાં એવી હિંમત આવશે અને તેના ભવિષ્ય વિષે તે એવાં દર્શનો જોશે કે જેથી નિષ્ફળ નિવડવાની તેની લાગણી જતી રહેશે અને સ્વાશ્રયી અને પ્રયત્નશીલ બનવાને તેઓ નવિન પ્રેરણા પામશે. વળી તેમનું 'નિરાશવાદિ' માનસ ભાંગી જશે, જેની ઘણી જ અગત્ય હતી. ભણવામાં જલદ પ્રગતિ જોઇને ખૂશી થએલા શિક્ષકો અભણોને જે ખરી શાબાશી આપે છે, તેના જવાબરૂપે હજારો અભણોના ચહેરાઓ ઉપર નવિન પ્રકાશ દેખાયો છે. નિરાશાને ઠેકાણે તેજસ્વી હિંમત અને નિદ્રાવશ બેદરકારીને બદલે તીવ્ર લેહેજત જણાયાં છે. ઉત્તમ પ્રૌઢ શિક્ષણ તે એજ છે. કારણ કે કેળવણી તે માહિતી ઉપરાંત બીજું ઘણું છે. નિડરપણે જીવનનો સામનો કરવા અને તેને ઉમદા રીતે જીવવા મનુષ્યની શક્તિઓનો અને તેના નિશ્ચયોનો વધારો કરવો એનું જ નામ તે કેળવણી.

### ૩. ફક્ત ભાષણો બસ નથી

માણસોને વાંચતાં શિખવવા કરતાં ભાષણો અને ચિત્રો વડે

કેળવવાં એ વધારે સારું છે. એવો કેટલાંક માણસોનો વિવાદ, તે સારું શિક્ષણશાસ્ત્ર નથી: એવો વિચાર વધારે અંધશ્રાએલો છે. બીજાંનું જોવાથી કે સાંભળવાથી જ નહિ, પણ બાળકોની પેઠે, કાર્યો કરીને પ્રૌઢો સૌથી સારી રીતે ભણી શકે છે. જો બાળકોના બધા વર્ગોમાં ભાષણો જ આપ્યાં હોય તો તેઓ કેટલી પ્રગતિ કરી શકે?

અમેરિકાના એક બહુ ફતેહમંદ અમલદાર એવી પદ્ધતિ રાખે છે કે પોતાના શ્રોતાજનો સમક્ષ ભાષણ કર્યા બાદ હંમેશાં પોતે જે કંઇ કહ્યું હોય તેનો ચોખ્ખી વેધક ભાષામાં એક છાપેલો સારાંશ મુકે છે. લોકો પછી તેને પોતાના મિત્રો આગળ વાંચે છે અને તેઓનાં મન પર અસર થાય તેવી રીતે તેના પર વિવેચન કરે છે. નવા સાક્ષરો માટે આવી રીત બહુ ઉપયોગી થઈ પડશે.

સારાં ભાષણો માટે પ્રથમ પંક્તિના ભાષણકર્તાઓની જરૂર છે: અને ખાસ સારાં ભાષણો કરનારાઓ જવલ્લે જ મળે છે તેઓ ફક્ત સારી રીતે બોલી જાણનારા જ નહિ પણ જે બાબત વિષે તેઓ બોલે છે તે સંબંધી સારી પેઠે માહિતી ધરાવનાર હોવા જોઇએ. આપવા યોગ્ય ભાષણો તૈયાર કરનાર માણસો મેળવવા કરતાં ખાલી ભાષણો કરી જાણનાર લોકોને મેળવવા એ સામાન્ય રીતે સહેલું છે

તંદુરસ્તી અર્થશાસ્ત્ર, ખેતીવાડી અને રાજકારણ જેવી આવશ્યક બાબતો ઉપર ફિલિપાઇનની સરકારે સાદી ભાષામાં સંભાળપૂર્વક તૈયાર કરેલાં ૧૨૦ ભાષણોનો એક ગ્રંથ બહાર પાડયો છે આ દેશમાં ભાષણકર્તાઓને હારંભણારૂપ બનવા આવા જ ગ્રંથની આપણને તાત્કાળિક જરૂર છે આ ભાષણો માટે યોજના કરવી તે વિદ્યાપીઠો માટે એક તક છે ઝુંબેશના વ્યવસ્થાપકને ખાતરી હોવી જોઇએ કે તેનો સ્થાનિક ભાષણકર્તા ભાષણ આપ્યા પહેલાં તેના ભાષણ વિષે પૂરો માહિતગાર છે. અમે સુચવીએ છીએ કે પ્રૌઢ શિક્ષણ ચલાવવા માટે સારી રીતોમાંની એક એ છે કે એક સારા વાંચનારને દેશમાં બધે મોકલવો કે જે

સ્થાનિક માણસોને ભાષણો વાંચવા કેળવણી આપે. નવા સાક્ષરો ઉચ્ચાર કેળવે અને વાંચવામાં ઝડપ પામે માટે આ એક ઉત્તમ યોજના છે.

ચાલુ પેઢીના નવા પ્રૌઢ સાક્ષરો માટે આપણે જે આશા રાખી શકીએ તે એ કે તેઓ સામાન્ય વાતચીતની ઝડપથી વાંચતાં શીખે જ્યારે પ્રૌઢો ભણે છે ત્યારે સામાન્ય રીતે તેઓ જોરથી વાંચશે, અજાણ્યા શબ્દોના અક્ષરોનો ઉચ્ચાર કરશે અને પછી પોતાના ઉચ્ચાર પોતે સાંભળશે! સારી રીતે વાંચતાં શીખ્યા બાદ તેઓ જે વાંચે છે તે સાંભળવાને તેઓનાં કુટુંબો ઘણીવાર આતુર બનશે અને તેઓ પણ બધાં સાંભળનારાં આગળ વાંચી સંભળાવવાને એટલાં જ આતુર બનશે.

## ૪. વ્યવહારોપયોગી કેળવણી

કેટલાકને એવો ભય રહે છે કે જો આપણે મજૂરવર્ગને અભણ ન રાખીએ તો તેઓ હાથ વડે કામ કરવાનું પડતું મૂકશે. એનું કારણ એજ છે કે ભૂતકાળમાં અમુક પ્રકારની કેળવણીથી એવું પરિણામ આવ્યું છે એવા પ્રકારની કેળવણીથી અલબત આપણે વેગળા રહેવું જોઇએ. પણ માત્ર સાક્ષર બનવાથી લોકો કામ કરવાને બહુ અભિમાની બની નહિ જશે. વાંચતાં શીખ્યા બાદ તેઓને જે વાચન મળે છે તે તેઓ શું કરવા ચાહે છે તે નક્કી કરવામાં તેમને મદદરૂપ બને છે. જો ખેતીવાડી સંબંધી ખેડૂતોને યોગ્ય વાચન મળે તો તેઓ ખેતીનું કામ પહેલાં કરતાં વધારે હોંશિયારી અને વિશેષ ઉત્સાહથી કરશે. જો તેઓ ખેતીના કામમાં શોધખોળ અને પ્રયોગ કરી તેમાં વિજ્ઞાનનો આત્મા રેડે તો તેઓ એ કામને આંધળી સખત મજૂરીને આનંદમય વિજ્ઞાનમાં ફેરવી નાખશે એ ખરી વાત છે કે જો ખેડૂતો એવા લેખો વાંચે કે જે ખેતીની કિંમત ઉતારી નાખે યા તે પ્રત્યે બેદરકારી બતાવે તો તેઓનાં મન ઉપર એવી અસર થશે જેથી તેઓ ખેતીનું કામ મૂકી દેશે. સાક્ષરતાના વર્ગો નહિ પણ સાક્ષર બન્યા બાદનું

વાચન એ પરિણામ લાવે છે.

હિંદમાં સાક્ષરતાનો દરેક આગેવાન તે વ્યવહારોપયોગી કેળવણીનો બળવાન હિમાયતી છે કે જે મજૂરોને તેમના કામમાં આનંદ લેતા બનાવશે. દાખલા તરીકે મિ. એસ. જી. ડેનિયલ કહે છે:

"કેળવણીએ હુન્નરઉદ્યોગને મદદરૂપ બનવું જોઇએ, નહિ કે અડચણરૂપ. જો કેળવણી ગૃહઉદ્યોગ પ્રત્યે બેદરકારી બતાવે તો તે સમાજને નુકશાન કરે છે અને લોકોને બેકાર બનાવે છે. દરેક ગામમાં ઘણા હુન્નરઉદ્યોગો હોય છે: જેમકે કાજુ અને મગફળીની પેદાશ, ફૂલઝાડ ઉછેર, શાકપાનની પેદાશ, ઢોર ઉછેર, મરઘાં ઉછેર, દોરડાંની બનાવટ, ઈંટોનું કામ, કાંડયાકામ, સુતારકામ, મોચીકામ, વણાટકામ, સાફસૂફીનું કામ અને ખાસ કરી ડાંગરની પેદાશ. એ દરેક હુન્નર માટે ખાસ શિક્ષણ અને વ્યવહારોપયોગી કેળવણી જરૂરનાં છે. માતપિતા તે પોતાનાં બાળકોને શીખવે છે. એથી ધંધો શિખવા અને આજીવિકા મેળવવામાં મદદરૂપ બનવા બાળકોને તેઓ ઘેર રાખે છે. વંશપરંપરાના ધંધાથી શાળાઓએ તેઓને અલગ નહિ કરવાં જોઇએ, પણ તે ધંધા તેઓ વધારે ચતુરાઈથી કરે તે માટે મદદરૂપ બનવું જોઇએ. એ કારણથી આપણો હેતુ એ હોવો જોઇએ કે શાળાના શિક્ષણને વિદ્યાર્થીવર્ગના ગૃહજીવનની આજુબાજુ રચવું જોઇએ."

ઘણી આધુનિક શાળાઓમાં અભ્યાસક્રમની પ્રવૃત્તિઓ એવી ખરા જીવનમય હોય છે કે જેથી બાળકો, કોઈ મોટા ફેરફાર સિવાય, શાળાના જીવનમાંથી તેઓની આજુબાજુના જીવનમાં પ્રવેશે છે. એનો એક ઉત્તમ દાખલો તે ઈરોદના રેવ. એચ. એ. પોપલીની શાળાનો છે. જ્યાં જે ધંધા તેમનાં માતપિતા કરતાં હતાં તેમાંના ઘણા ધંધામાં છોકરાં પણ જોડાયાં હતાં અને સાથે સાથે વાચન, લેખન, ગણિત, ઇતિહાસ ભૂગોળ એ તે ભાગના ગૃહઉદ્યોગો સાથે સંબંધ જોડી ભણતાં હતાં.

દુનિયા આજે એક વિચિત્ર બનાવ નિહાળી રહી છે. બાળકોની શાળાઓ ખરા જીવનમય બની રહી છે. પ્રૌઢો શાળાઓમાં જવા લાગ્યાં છે. કદાપિ સમય આવી પહોંચ્યો છે કે જ્યારે શાળાઓ છોડવાની ક્રિયા બાદ વિદ્યાર્થીઓ આખી જીંદગી કામમાં જ નહિ રોકાય અને અભ્યાસ કરવાનું નહિ મૂકી દે, કારણ કે યુવાવસ્થા અને તે પછીની ઉમ્મર તે એક કામ, અભ્યાસ અને રમતનું જોડાણ બની જશે.

અભણોને વાચન શું સૌથી પ્રથમ શિખવવું જોઇએ? મિ. એસ. જી. ડેનિયલ એમજ ધારે છે, પણ તેઓ તેને પહેલેથી જ બીજી રસિક માહિતી સાથે જોડવા ચાહે છે. તેઓ વાચનને "જીવન વ્યવહારની મધ્યમાં" મૂકવા માગે છે. તેઓ કહે છે:—

"હિંદમાં કેળવણીકારોનું સૌથી અગત્યનું કામ તે એ છે કે ગામડાના દરેક અભણ મનુષ્યને ભણાવવું અને સાથે સાથે બને તેટલી તેની ઉન્નતિ કરવી—એથી તેના ધંધામાં તે સારો કારીગર તેમજ વધારે સારો દેશજન બની શકશે.

"મારા કેળવણીના પ્રયોગોથી મારી ખાતરી થયેલી છે કે જો વાચન અને લેખનના શિક્ષણ સાથે સામાન્ય જ્ઞાન અને ખાસ કરી ગણિતનું જ્ઞાન જે લોકોના—રોજના જીવન સાથે સંબંધ ધરાવે છે તે ન આપવામાં આવે તો તેઓને જ્ઞાન મેળવવાની તરસ ઓછી જ લાગશે તામિલમાં એક એવી કહેવત છે કે 'પ્રથમ જ્ઞાન પછી વાચન, પ્રથમ ગણિત પછી સાહિત્ય, પ્રથમ લેખન પછી વાચન.' યાંત્રિક રીતે વાચન અને લેખન શિખવવાનો કોઇ પણ પ્રયત્ન જે જીવનનાં કાર્યો સાથે સંબંધ ધરાવશે નહિ તે નિષ્ફળ જ નિવડશે"

મિ. ડેનિયલના વખતપત્રક કરતાં અમે જુદા જ વખત-પત્રકનો અમલ કરીએ છીએ પાઠ શિખવતાં અમે પ્રથમની પંદર તાજી મિનિટો દરમિયાન જલદી પણ એકાગ્ર ચિત્તથી ધ્યાન દઇને મૂળાક્ષરોની ઓળખ, ઉચ્ચાર અને સ્વર સાથે જોડાતાં તેમાં થતા ફેરફારો વગેરેનો પાઠ આપીએ છીએ, અને તેમાં વિદ્યાર્થીઓ પોતે

પોતાની મેળે જેટલું કામ કરી શકે તેટલું કરવા દઈએ છીએ. એ પંદર મિનિટો બાદ અમે વિદ્યાર્થીઓ સાથે સંભાષણ, વાતચિત કે સૌથી ઉત્તમ, નિરક્ષરોના જીવન સાથે સંબંધ ધરાવતા કોઈ પદાર્થ પાઠ અંગે તેમની સાથે કામમાં રોકાઈએ છીએ.

જ્યાં ભણાવવાની વ્યક્તિગત રીતનો ઉપયોગ કરવામાં આવે છે ત્યાં અક્ષરોનાં રૂપ અને વાચન બનતી ઝડપથી શિખવવાં જોઇએ. જેથી આવા શિક્ષણના થોડા દિવસો બાદ તેમના "જીવનના કેંદ્ર સાથે સંબંધ ધરાવતા જ્ઞાનને" તેઓ વાચન, ભાષણો કે વાતચિત મારફતે મેળવી શકે. વાંચેલા પાના ઉપરની ચર્ચા વાચન ઉપર પ્રકાશ પાડશે.

સાક્ષરતા ઉપરનું આપણું હાલનું એકાગ્ર ધ્યાન એ દેખાડતું નથી કે ભાષણોને બાતલ જ કરવામાં આવે છે.

પણ એ સંભવિત છે કે બહોળા અર્થમાં, પ્રૌઢ કેળવણીનું કાર્યક્રમ તે લોકો સાક્ષર થયા બાદ ટકી રહેશે, અને ઘણાં વર્ષો સુધી ચાલુ રહેશે—બલકે અટકશે જ નહિ. બિહાર પ્રાંતમાંની ઝુંબેશની ચળવળે "સાક્ષરતા અગાઉ" અને "પછીનું" શિક્ષણ એમ કાર્યના બે ભાગ પાડયા અને પ્રથમ સાક્ષરતાને પહોંચવા માટે એકાગ્ર ચિત્તથી કામ કરવાની વ્યવસ્થા કરી આ તો ડહાપણભરેલી યોજના જણાય છે કારણ કે જ્યારે પ્રોફેસર ભાગવત પુનામાં કરે છે તેમ આપણે દરેક શિક્ષિતને વાંચતાં શિખવવા કામે લગાડીએ ત્યારે આપણે પ્રથમ વાચતાં જ બરાબર સૂચનાઓ મુજબ શિખવવા ઉપરાંત તેઓ પાસેથી બીજી ઓછી જ આશા રાખી શકીએ.

બીજી બાબત એ છે કે હિંદમાં આપણે ઘણા વિષયો તરફ ધ્યાન આપી નિરક્ષરતા નિવારણ કરવા તેમજ તેના બીજા વિષયો તરફ ઓછું ધ્યાન આપવાના વલણથી દૂર રહેવાની જરૂર છે. સાક્ષરતા સિવાય ગમે તે બાબત રસિક હોય છતા તેને આપણું લક્ષ ખેંચવા દેવું નહિ. આ સમયે નિરક્ષરતા દૂર કરવી એ સૌથી અગત્યની બાબત છે.

## પ્રકરણ ૧૪મું

# સાક્ષરતા તથા ગ્રામ્યસુધારણા

સામાજિક તથા આર્થિક સુધારણા માટે પ્રૌઢ શિક્ષણ શું કરી શકે છે તેનો સંપૂર્ણ દાખલો ડેન્માર્ક છે. ૧૮૩૮ની સાલમાં કોપેનહેગનની કોલેજમાં રેવ. નિકોલાઇ ગ્રૂંડ્વિગે પ્રૌઢો માટે ભાષણો સ્થાપન કર્યાં. ૧૮૬૪ની સાલ સુધી નવાં ભાષણો આખા દેશમાં સ્થાપન કરવામાં આવ્યાં હતાં. માત્ર આ શાળાઓએ ડેન્માર્કને નુકસાનથી બચાવી રાખ્યો. દેશ નાનો છે અને તે વખતે તેની જમીન બહુ ખરાબ હતી; ઉત્તર તથા દક્ષિણ અમેરિકા તથા રૂશની ઉત્તમ જમીનમાં થતી પેદાશ દેશમાં લાવવાથી તેના અનાજની ઉપજ દબાઈ જતી હતી. પણ આ સામાજિક શાળામાં ખેડૂતોનાં મન ખુલ્લાં થયાં. તેઓ નવી વાતો જોવા સાથે કામ કરતા અને સહાયકારી વ્યવસ્થા ઘડતાં યોગ્ય પદ્ધતિઓ સમજતાં શીખ્યા. તેઓ સહાયકારી મંડળીઓ સ્થાપીને સાથે વસ્તુઓ ખરીદવા તથા વેચવા લાગ્યા. તેમના આગેવાનોની સૂચના પ્રમાણે અનાજના નજીવા ભાવ હોવાથી તેઓ તેને જનાવરોને ખવડાવીને દૂધ, મસકો, દહીંથી બનતી વસ્તુઓ તથા ઈંડાં વેચવા લાગ્યા. આવો વેપાર તેઓ ઉત્તમમાં ઉત્તમ સ્થિતિ પર લાવીને તે દુનિયામાં ઊંચામાં ઊંચા ભાવે વેચવા લાગ્યા. દેશ દેશનાં પ્રદર્શનોમાં તેઓ બીજા દેશો કરતાં વધારે ઈનામો લેવા લાગ્યા.*

વળી લોકો સામાજિક શાળાઓમાં વધારે હોશિયાર તથા આગળ પડનાર બન્યા તેથી તેઓ જમીન માટે રાખેલા ગરીબ મજૂરોને બદલે આબાદ જમીનદાર થવા લાગ્યા.

---

* "ડેન્માર્ક લોકશાળા" સર માઈકયેલ સેલર.

## ૧. ગ્રામ્ય સુધારણા માટે સાક્ષરતાની જરૂર.

હિંદને સાક્ષર કર્યા વગર તેમાં સામાજિક સુધારણા કરવાની મહેનત કરવી એ સારી સફળતા પામ્યા વિના પૈસાનો નકામો ખર્ચ કરવા બરાબર છે.

ઘણી વખતે જોવામાં આવ્યું છે કે નિરક્ષરો પોતાની રીતભાત બદલવામાં અટકે છે. અને તેવા બદલાણની સૂચના આપનાર પ્રત્યે શક લાવે છે ખરેખર તેઓને ભય રાખવાની જરૂર જ છે. ભયમાં તેમનો બચાવ રહે છે, કેમકે તેઓ બીજાના કહેવાથી કેટલા બધા વખત ફસાઇ ગયાં છે. જો તેઓને બરાબર રીતે તક આપવામાં આવે તો તેઓ વાંચતાં શીખવા તૈયાર છે. એની તેઓએ સાબિતી કરી આપી છે. તેઓ વાંચતાં શિખ્યા બાદ બીજા ભણેલા માણસો કરતાં વાંચેલું માને છે, કેમકે હજુ તેઓને માલૂમ થયું નથી કે છાપેલાં પાનાંમાં બધી વાતો સાચી નથી. આ એક કારણ થાય છે, જેથી ગ્રામ્ય સુધારણામાં નિરક્ષરતા નિવારણ પહેલું પગથિયું થવું જોઇએ.

બીજું કારણ એ છે કે બોલેલા શબ્દ કરતાં લખેલું વધારે પ્રસરી શકે છે. લોકો નવરા હોય ત્યારે ગમે ત્યાં દિવાલ પર, ચોપાનિયામાં, પત્ર ને પુસ્તકોમાં જાહેર ખબરો જોઇને વાંચી શકે છે. ઘણું કરીને સાંભળેલી બાબતો કરતાં માણસો જોયેલી બાબતો સારી રીતે યાદ રાખે છે વળી કોઈ એક વખત ભાષણ કરનારની વાત સાંભળે પછી તે ઉપર તેના પાડોશીની ટીકા જાણે તે કરતાં તેજ વાત વારંવાર જોયાથી તેને તે વધારે માને છે નવું અગત્યનું સત્ય લખાણ દિવાલ પર ચોંટાડેલું હોય તો દિનપ્રતિદિન તે પોતાનુ સત્ય જાહેર કરે છે ને આખરે શક લાવનાર ગામડિયાંઓ તેને માનવા લાગે છે. એ કારણથી માલ વેચનારાઓ ભાષણ કરતાં છાપેલી જાહેર ખબરો પર વધારે આધાર રાખે છે.

સામાજિક સુધારણાના સંચાલકો ગામડાંની દિવાલો પર તથા ચોપાનિયાં મારફતે આરોગ્ય, ખેતી, ઉદ્યોગ, સંસાર,

રાજકિય બાબતો તથા નીતિ વિષેની અગત્યની હકીકત જાહેર કરે તો એ બધું અનિયામત ભાષણો કરતાં ગામડાંના જીવનમાં વહેલું સમાઇ જશે. પહેલાં ભાષણ કરવામાં આવે ને પછી સાંભળનારાંને ઘેર લઇ જવા ભાષણનો છાપેલો સાર વહેંચવામાં આવે તે ઉત્તમ પદ્ધતિ છે. કોઇ માણુસ જે કંઇ પોતાની સ્ત્રીને વાંચી સંભળાવે છે તે ઘણું કરીને તેને સમજાવશે, પછી તેના પક્ષમા બોલશે ને છેવટે તે અમલમાં લાવવા લાગશે.

ગ્રામ્ય સુધારણાની કેટલીક બાબતો એવી છે કે માણુસોને વાંચતાં ન આવડે ત્યાં સુધી તે થઇ શકતી નથી. "સહાયકારી મંડળીનું કામ સાક્ષરતા વિના ચાલી શકતું નથી"

આગળ પડતાં કારખાનાઓમાં એવું માલૂમ પડેલું છે કે કોઇ કામદાર પોતાના કામની તાલીમ પામેલો હોય કે ન હોય પણ તે સાક્ષર હોય તો તેનાથી વધારે સારુ કામ કરી શકાય છે. તેથી જમશેદપુરના તાતા લોઢા ને પોલાદના કારખાનામાં તેમજ બિહારના કોલસાની ખાણમાંના ઉપરીઓ શેરડી ઉગાડનારા મજૂરો માટે પોતાને ખર્ચે રાત્રીશાળાઓ ખોલે છે. બિહારની સરકારે શેરડી ઉગાડનારાઓને ખરું કહ્યું, કે "નિરક્ષરોને શીખવવાથી મજૂરો ને તેઓના માલિકો વચ્ચેનો સંબધ ને ખેતી સુધરી જશે. ને પરિણામે બીજી સારી જાતની શેરડી રોપવામાં આવશે."

## ૨. સાક્ષરતાને ગ્રામ્ય સુધારણા જરૂરની છે

જેમ ગ્રામ્ય સુધારણા માટે સાક્ષરતાની જરૂર છે તેમ જો સાક્ષરતા ટકી રહેવાની હોય તો ગ્રામ્ય સુધારણા જરૂરની છે. નવાં થયેલાં સાક્ષરોને માલૂમ ન પડે કે સાક્ષર થવાથી મારી સ્થિતિ સુધરી ગઇ છે તો તેઓ સાક્ષર રહેવાનાં નથી. અનુભવથી એ વાત પણ માલૂમ થઇ છે કે તેઓ ગ્રામ્ય સુધારણાની બાબતોમાં ઘણો રસ લે છે. ગામડાંના માણુસો પોતનાં કામ હમણાં કરે છે તેના કરતાં સારી રીતે કરવા તથા વધતો ફાયદો

કેવી રીતે મળી શકે તે જાણવા ઇચ્છે છે. લાખો માણસો માત્ર પોતાના જીવ બચાવવા પૂરતા પોષણ કરતાં વધારે કમાઇ શકતા નથી. જો તેઓ તેમની મહેનત મૂકીને બીજું કંઈ કરવા ઉશ્કેરાય તો તે એવું હોવું જોઇએ કે જેથી તેમની આબાદી વધી શકે. "જો સાક્ષર થવું એ પોતાના જીવનની અગત્યની બાબતો સાથે સંબંધ ધરાવતું ન હોય તો માણસો વાંચતાં શીખવા ઇચ્છશે નહિ."

પ્રથમ પાઠ પૂરા થયા પછીનું વાચન તથા અભ્યાસના કાર્યક્રમનો ગ્રામ્ય સુધારણા સાથે સંબંધ હોવો જોઇએ. વાદ-વિવાદ તથા ભાષણોથી સહેલા વાચનમાં વધારો કરી શકાય છે, અને તેથી ગામડાંમાં સામાજિક બાબતો વૃદ્ધિ પામી શકે છે.

આ કારણથી વર્ધાની પદ્ધતિ શાળામાં ઉપયોગી થઇ પડે છે. કાંતવાનું કામ, લાકડાં તથા ધાતુનાં હસ્તકામ એ બધું ગ્રામ્ય જીવન સાથે સંબંધ રાખે છે.

પણ તે સિવાય બીજું શિક્ષણ છે કે જેથી ભણનાર માત્ર હોશિયાર કારીગર જ નહિ પણ સમજુ ને દેશભાવ રાખનાર શહેરી બની જાય. તે પોતાની ભાષા જાણનાર તથા તેની કદર કરનાર બને છે. તે પોતાનો દેશ ને તેનો ઇતિહાસ જાણશે. સામાજિક અભ્યાસોથી તે ન્યાય ને નિઃસ્વાર્થ રીતે કામ કરતાં ને રમતાં શીખે છે. સામાન્ય જ્ઞાનની મારફતે તે કુદરતને સમજતાં ને તેની કદર કરતાં શીખે છે. પોતાની સરકાર તથા પ્રજાસત્તાક સરકાર વિષે શીખે છે. અભ્યાસ ક્યાં બંધ થાય અને ગ્રામ્ય સુધારણા ક્યાં શરુ થાય તે જાણવું મુશ્કેલ બને છે, કેમકે તેઓ મળીને એક બની જાય.

ડૉ. ભાગવતના નમૂનેદાર ગામમાં "જીવન" એ નિશાળ, ને "નિશાળ" એ "જીવન" બની જાય છે. રોજનું કામ આ પ્રમાણે ગોઠવવામાં આવે છે.

૭ કલાક—ગુજરાન માટે ઉદ્યોગકામ.
બે કલાક—૯ વરસની ઉંમરથી નીચેનાં બાળકો માટે નિશાળ.
બે કલાક— ,, ,, ,, ,, ,, રમતો.
એક કલાક—પ્રૌઢ માણુસો માટે અભ્યાસ.
એક કલાક— ,, ,, ,, રમત ગમત (નવરાશ).
બે કલાક—બધાંને માટે ગ્રામ સુધારવાનું કામ.

## ૩. ડૉ. ઈ. સ્ટેન્લી જોન્સની નવા જીવનની ચળવળ

ચીનમાં જેવી રીતે જનરલ ચીયાંગ કાઈ શેકે નવા જીવનની ચળવળ શરુ કરી તેવા નામની તથા કામની ચળવળ માટે ડૉ. જોન્સે હિંદને સૂચના કરી છે. નવા જીવનમાં સાક્ષરતા, ગ્રામ્ય સુધારણા તથા ધર્મ સમાય છે. ત્રાવણકોરમાં ૪૫,૦૦૦ માણસોની પરિષદ પછી ત્યાંના ખ્રિસ્તીઓએ નીચે પ્રમાણેનો આદર્શ પસંદ કર્યો.

૧. ગામમાં સૌ માણસો સાક્ષર બને.
૨. દરેક ખ્રિસ્તી સાફ કપડાં પહેરે.
૩. ઘરમાં કે એની આજુબાજુ ગંદકી કરવી નહિ.
૪. વધતો નફો મેળવવો નહિ.
૫. બહુ ખર્ચાળ ભોજનો કરવાં નહિ.
૬. કૌટુંબિક પ્રાર્થના કરવી.
૭. સામાજિક ને વ્યક્તિગત રીતે તંબાકુનો ઉપયોગ કરવો નહિ.
૮. દારુ દૂર કરવો.
૯. જ્ઞાતિભેદનો નાશ કરવો.
૧૦. લગ્ન વખતે દેવું ન કરવું.
૧૧. આવકનો દસમો ભાગ મંડળી અને પરોપકારી કામમાં વાપરવો.

૧૨. દરેક ગામમાં સહાયકારી મંડળી સ્થાપવી.
૧૩. દરેક કામમાં વખતસર હાજર રહેવું.
૧૪. ખ્રિસ્તીઓમાં યોગ્ય લાગે એવી "સલામ" પસંદ કરવી.
૧૫. સર્વ બાબતમાં ન્યાય કરવા કોર્ટમાં ન જવું.
૧૬. પ્રભુ ઈસુને નામે ન કરી શકાય તેવી રમતગમત કરવી નહિ.

### ૪. હિંદના હાનિકારક કૂંડાળાનો નાશ કરવો જોઇએ

હિંદમાં ૯૦ ટકા વસ્તી નિરક્ષર છે તેથી હિંદ ગરીબ છે; તે નિરક્ષર છે કેમકે તેની ૯૦ ટકા વસ્તી ગરીબ છે. આ ખરાબ કૂંડાળું આપણે કયે ઠેકાણે ભાંગી નાખીશું? તેના જવાબમાં એવું યોગ્ય લાગે છે કે **જે ઠેકાણે ફતેહ મળવા સંભવિત છે તે ઠેકાણે.** થોડા વખત ઉપર તે વિષે હિંદનો નિર્ણય એ થયો કે તે ઠેકાણું નિરક્ષરતા છે.

ડૉ. ભાગવત કહે છે, કે "સાક્ષરતાના ઓછા ટકાને લીધે એટલું જ નહિ પણ ઘણે ભાગે હિંદના બધા માણસોના જીવનની તથા ઉદ્યોગની અવ્યવસ્થિત સ્થિતિ તથા ગામડાના સામાજિક બગાડને લીધે હિંદમાં પ્રૌઢ શિક્ષણને પહેલું સ્થાન આપવું જોઈએ.

વસ્તીનો ૮૦ ટકા ભાગ ગામડાંમાં રહે છે. અને તેમની કેળવણી પ્રથમ હાથમાં લેવી જોઇએ. ઉપર બતાવેલા ગોળ કૂંડાળામાંથી નીકળવા ગામડિયામાં શક્તિ નથી તેથી તેઓ જીવનમાં રસ લેતાં હારી ગયા છે. આ સ્થિતિ સાધારણ રીતે દેખાતી નથી, કેમકે ગામડિયા લોકો પોતાના મનની વાતે સહેલાઇથી જાહેર કરતા નથી. સહાયકારી મંડળીઓ, પ્રાથમિક શાળાઓ, ગામની પંચાયતો, રાત્રીશાળાઓ એ બધી ચલાવવાની મહેનત વારંવાર નિષ્ફળ ગઈ છે, તેથી ગ્રામ્ય સુધારણા થઈ શકતી નથી એમ કહેવાય છે. ગમે તેટલા ફરજિયાત નિયમો કાઢો,

હજારો કામ વગરના માણસો ગામડે મજૂરી માટે મોકલો, શિક્ષકોને રાખવા ને સેંકડો ભાષણો કરવા, ને મેજીક લેન્ટર્ન ને સીનેમા ચલાવવા લાખો રૂપિયા ખર્ચો તોપણ જો આપણે ગામડિયાંની હમણાંની સ્થિતિ ભૂલી જઇએ તો ખરી ગ્રામ્ય સુધારણા માટે ને ગામડાંના માણસોને પોતાને પગે ઊભા રહેવા શક્તિમાન કરવા માટે ઉપર બતાવેલી બધી યુક્તિઓ નિષ્ફળ થવાની છે. આ શબ્દ કઠણ છે, પણ ગામડાંને સુધારવાનો પાકો કાર્યક્રમ બનાવવા તે તરફ ધ્યાન દેવાની જરૂર છે.

પ્રૌઢોને કેળવીને આ ખરાબ કૂંડાળામાંથી નીકળવાની સખત મહેનત કરવાની જરૂર છે. એમ કરીને આપણે ગામડાંના માણસોના હૃદય સુધી પહોંચી શકીશું, અને તેથી તેઓ આપણી મહેનતથી જાગૃત થઇ શકશે."

નિરક્ષરને મદદ કરવાની એકજ રીત છે એટલે તે પોતે પોતાની મદદ કરવા શક્તિમાન બને, નિરક્ષરતાથી તેમને છૂટા કરો તો તેમના રક્ષણ માટે તેમને બીજાં માણસોની બહુ મદદની જરૂર નહિ પડે. આ સાક્ષરતાની ઝૂંબેશ સફળતા પામશે તો ગાયાના કેદી સાથે આખું હિંદ ગાવા લાગશે કે :

"અમારા આત્માઓની વસંતઋતુ આવી છે. દેવના નામમાં હવે કોઈ નવીન મીઠાશ અમે અનુભવીએ છીએ. અમારા હૃદયની ઉધાન નવી જ સુંદરતાથી શોભી રહી છે. અમારાં મન કેદખાનામાં હતાં પણ અમારા છૂટકાનો દિવસ આવી પહોંચ્યો છે. હવેથી અમે અજ્ઞાનતાના દાસો રહેવાના નથી. અમે કેવા છીએ કે અમારા આત્મામાં જે માની ન શકાય એવાં નવાં સ્વપ્નો આવે છે ને આવી શકે !"

# વધારો ૧.

**વાચનના માર્ગદર્શક પાઠો** તથા **વાંચો રે વાંચો** ભણ્યા પછી નવા સાક્ષરો માટે સાદું વાચન જેટલું જોઈએ તેટલું નથી. તે ઉપરાંત જે મોટા અક્ષરવાળાં પુસ્તકો મળી શકે છે તે ઘણે ભાગે બાળકો માટે તૈયાર કરેલાં છે. છતાં જ્યાં સુધી બીજું વાચન ખાસ નવા સાક્ષરો માટે તૈયાર કરવામાં ન આવે ત્યાં સુધી જે મળી શકે તેમાંથી પસંદ કરીને આપણે વાપરી શકીએ.

તે માટે મળી શકે તેવાં મોટા અક્ષરવાળાં પુસ્તકોની ટીપ નીચે આપવામાં આવે છે.

## પ્રૌઢશિક્ષણના વર્ગો સંબંધમાં વધારાના વાચન માટે ચાલશે એવાં મોટા અક્ષરવાળાં પુસ્તકો.

| પુસ્તકોનાં નામ અને નંબર | | કિંમત | | | મળવાનું સ્થાન |
|---|---|---|---|---|---|
| ૮૦ પુસ્તકોના બાલસાહિત્યનાં પુસ્તકોમાંથી પસંદ કરેલાં | પુસ્તક નં. | રૂ. | આ. | પા. | |
| નાના પાઠો | ૨૮ | ૦ | ૧ | ૬ | શ્રી દક્ષિણા- |
| મોટા પાઠો | ૨૯ | ૦ | ૧ | ૬ | મૂર્તિ પ્રકા- |
| ગામમાં | ૩૫ | ૦ | ૧ | ૬ | શક મંડળ, |
| ઘરમાં | ૩૧ | ૦ | ૧ | ૬ | **ભાવનગર,** |
| | | | | | **કાઠિયાવાડ** |
| સાજા રહીએ | ૧૮ | ૦ | ૧ | ૬ | |
| ટપાલપેટી | ૬૯ | ૦ | ૧ | ૬ | |
| આપણે પોતે | ૭૭ | ૦ | ૧ | ૬ | |
| કહેવતસંગ્રહ | ૬૬ | ૦ | ૧ | ૬ | |

| પુસ્તકોનાં નામ અને નંબર | | કિંમત | | | મળવાનું |
|---|---|---|---|---|---|
| | | રૂા. | આ. | પા. | સ્થાન |
| ગામડાંમાં મળજો | ૧૧ | ૦ | ૧ | ૬ | |
| છેટા રંજો માબાપ | ૫૪ | ૦ | ૧ | ૬ | |
| ફરવા જઇએ | ૩૬ | ૦ | ૧ | ૬ | |
| કમળા બહેનના પાઠો | ૫૬ | ૦ | ૧ | ૬ | |
| ગોપીચંદ | ૭ | ૦ | ૧ | · | |
| હજામડી | ૪ | ૦ | ૧ | ૬ | |
| હંસ અને હંસા | ૯ | ૦ | ૧ | ૬ | |
| તીરંદાજ | ૧૦ | ૦ | ૧ | ૬ | |
| કયાંથી આવ્યા | ૧૫ | ૦ | ૧ | ૬ | |
| મકનો અને રાક્ષસ | ૧૬ | ૦ | ૧ | ૬ | |
| રૂપસિંહ અને રામસિંહ | ૧૭ | ૦ | ૧ | ૬ | |
| ગધેડું | ૧૯ | ૦ | ૧ | ૬ | |
| ઓડિયાખાતું | ૨૦ | ૦ | ૧ | ૬ | |
| કહેવતોનો મૂળ | ૨૨ | ૦ | ૧ | ૬ | |
| ચિઠ્ઠીપોથી | ૨૭ | ૦ | ૧ | ૬ | |
| શેરીમાં | ૩૩ | ૦ | ૧ | ૬ | |
| જુગતરામના પાઠો | ૩૭ | ૦ | ૧ | ૬ | |
| ભોં, ભોં, ભોં | ૩૮ | ૦ | ૧ | ૬ | |
| કુદરતમાં | ૪૩ | ૦ | ૧ | ૬ | |
| મોતિયો | ૪૪ | ૦ | ૧ | ૬ | |
| પીરૂ અને— | ૪૮ | ૦ | ૧ | ૬ | |
| છાણું થાપી આવ્યાં | ૪૯ | ૦ | ૧ | ૬ | |
| મામાની જાળ | ૫૦ | ૦ | ૧ | ૬ | |
| વાડીમાં | ૫૧ | ૦ | ૧ | ૬ | |
| બળાવાડ અને— | ૫૯ | ૦ | ૧ | ૬ | |
| મારી ગાય | ૫૫ | ૦ | ૧ | ૬ | |
| પૂછું ? | ૬૦ | ૦ | ૧ | ૬ | |

| પુસ્તકોનાં નામ અને નંબર | | કિંમત | | | મળવાનું |
|---|---|---|---|---|---|
| | | રૂ. | આ. | પા. | સ્થાન |
| એમ કેમ ? | ૬૮ | ૦ | ૧ | ૬ | |
| વિનોદ ટુચકા | ૭૫ | ૦ | ૧ | ૬ | |
| રામજીભાઇ પડી ગયા | ૪૫ | ૦ | ૧ | ૬ | |
| આંગણામાં | ૩૨ | ૦ | ૧ | ૬ | |
| ચેલૈયો | ૨ | ૦ | ૧ | ૬ | |
| દાદા દર્શન | ૪૦ | ૦ | ૧ | ૬ | |
| શિવાજી મહારાજ | ૭૩ | ૦ | ૧ | ૬ | |
| ગુજરાત-મહારાષ્ટ્ર | ૬૪ | ૦ | ૧ | ૬ | |
| બાળકોનો બીરબલ | ૫૩ | ૦ | ૧ | ૬ | |
| ગિરિશીખરો | ૫૭ | ૦ | ૧ | ૬ | |
| બુદ્ધ ચારિત્ર | ૬૩ | ૦ | ૧ | ૬ | |

## ગીજુભાઈની પ્રૌઢશિક્ષણની ચોપડીઓ

| | | | | |
|---|---|---|---|---|
| ચાલો વાંચીએ | ૦ | ૨ | ૦ | |
| આગળ વાંચો ૧લી ચોપડી | ૦ | ૧ | ૩ | |
| આગળ વાંચો ૨જી ચોપડી | ૦ | ૧ | ૩ | |
| આગળ વાંચો ૩જી ચોપડી | ૦ | ૨ | ૦ | |
| *બાળવાચનમાળા, પુસ્તકો ૧થી ૧૦ | ૧ | ૪ | ૬ | ગુર્જર |
| ધૂમકેતુ–પ્રૌઢશિક્ષણમાળા, ૧લી ચોપડી | ૦ | ૧ | ૦ | ગ્રંથરત્ન |
| ,, ,, ,, ૨જી ,, | ૦ | ૧ | ૬ | કાર્યાલય, |
| ,, ,, ,, ૩જી ,, | ૦ | ૨ | ૦ | ગાંધીરોડ, |
| ચાંદા સૂરજ | ૦ | ૪ | ૦ | **અમદાવાદ.** |
| જંગલમાં રખડતાં | ૦ | ૪ | ૦ | |
| ચાર સુંદર સંવાદો | ૦ | ૩ | ૦ | |
| ભોળી સુભદ્રા | ૦ | ૩ | ૦ | |
| સાત વારની કથા, ઇન્દુપ્રસાદ ભટ્ટ | ૦ | ૬ | ૦ | |
| કાસમ ચાઉસ હિંમતલાલ મર્થક | ૦ | ૪ | ૦ | |

* છૂટાં મેળવી શકશો તો એમાંથી વિશેષ સારાં છે, ૪થું, ૫મું, ૬ઠું, ૭મું ને ૧૦મું.

| પુસ્તકોનાં નામ | કિંમત રૂ. | આ. | પા. | મળવાનું સ્થાન |
|---|---|---|---|---|
| ટોલસ્ટોયની નીતિકથાઓ, ર. ન. શાહ | ૦ | ૩ | ૦ | |
| ફરવા જતાં, ઉમાશંકર જોશી | ૦ | ૩ | ૦ | |
| કલમની પીંછીથી, ગિજુભાઈ | ૦ | ૪ | ૦ | |
| આલા ખાચર અને બીજી વાતો | ૦ | ૩ | ૬ | જેચંદ તલસી |
| ચાલો ગામડામાં, રમણલાલ ન. શાહ | ૦ | ૪ | ૦ | એન્ડ સન્સ, |
| રાજમાતા રૂપસુંદરી, ચંદ્રભાઇ કા. ભટ્ટ | ૦ | ૩ | ૦ | મુંબઈ. |
| અમારી વાર્તાઓ, સુમતિ નાગરદાસ | | | | ગુર્જર |
| પટેલ | ૦ | ૬ | ૦ | ગ્રંથરત્ન, |
| પાવાગઢ, ધીરજલાલ ટોકરશી શાહ | | | | અમદાવાદ. |
| મહાદેવી સીતા, ,, ,, ,, | ૦ | ૧ | ૩ | |
| જયપુર, વ્રજભાઇ પટેલ | | | | |
| નૂતન બાળપોથી | ૦ | ૩ | ૦ | |
| બાળપોથીની પૂરવણી | ૦ | ૩ | ૦ | પુના |
| ખેડૂતનો સંસાર | ૦ | ૨ | ૦ | |
| નવયુગ વાચનમાળા, પુસ્તક, ૧લું | ૦ | ૩ | ૦ | ગમે તે |
| ,, ,, ,, ૨જું | ૦ | ૪ | ૯ | સરકારી |
| ,, ,, ,, ૩જું | ૦ | ૫ | ૬ | પુસ્તકો |
| ,, ,, ,, ૪થું | ૦ | ૭ | ૦ | વેચનાર. |
| આપણે પાપે | ૦ | ૨ | ૦ | |
| સોનબાઇ અને ત્રણ રીંછ | ૦ | ૧ | ૩ | મિશન પ્રેસ, |
| પલ્લુનાં પરાક્રમ | ૦ | ૧ | ૬ | સુરત |
| વિનુનો બાગ | ૦ | ૨ | ૦ | |
| અમરાઇ | ૦ | ૨ | ૦ | |
| હોશિયાર સારસ | ૦ | ૩ | ૦ | |
| લુકની સુવાર્તા | ૦ | ૧ | ૦ | |
| પ્રભુ ઇસુનું જીવનચરિત્ર | ૦ | ૨ | ૦ | |
| બાળકોનો મિત્ર | ૦ | ૦ | | |

| પુસ્તકોનાં નામ | કિંમત | | | મળવાનું |
|---|---|---|---|---|
| | રૂ. | આ. | પા. | સ્થાન |
| નવા શિક્ષક | ૦ | ૧ | ૩ | એલ. એફ. ઓસ્ટિન, નડીઆદ, ખેડા. જિ. |
| નાના અક્ષરના રસિક વાચન માટે | | | | |
| ગંગાદાસ (કારભારીપણા વિષે શિક્ષણની વાર્તા) | ૦ | ૧ | ૦ | મિશન પ્રેસ, સુરત |
| ગામડાંનું આરોગ્ય | ૦ | ૦ | ૩ | |
| સમાજના ત્રણ કુધારા | ૦ | ૦ | ૩ | |
| ચાર રોગ | ૦ | ૦ | ૩ | |
| તંદુરસ્ત બાળકો | ૦ | ૦ | ૩ | |
| ચાર ઇશ્વરભકતોની વાત | ૦ | ૦ | ૩ | |
| દેવા સમાન દુઃખ નહિ | ૦ | ૦ | ૩ | |
| બાળકોને માટે વાર્તા | ૦ | ૩ | ૦ | |
| વાંદરાની વાર્તા | ૦ | ૨ | ૦ | |
| ઝેરા જૂની બેથલેહેમની વાર્તા | ૦ | ૬ | ૦ | |
| ક્રિસ્ટીનું જૂનું વાજું | ૦ | ૪ | ૦ | |
| ઇસુ ખ્રિસ્તના ચમત્કાર | ૦ | ૦ | ૯ | |
| ઇસુ ખ્રિસ્તના ચમત્કાર | ૦ | ૦ | ૯ | |
| ઇસુ ખ્રિસ્તનાં દૃષ્ટાંતો | ૦ | ૦ | ૯ | |
| સુસમાચાર | ૦ | ૦ | ૩ | |
| જીંદગીનું કારભારીપણું | ૦ | ૨ | ૦ | રેવ. આઇ. વી. માસ્ટર, ગોધરા, પંચમહાલ |

| પુસ્તકોનાં નામ | | કિંમત રૂા. | આ. | પા. | મળવાનું સ્થાન |
|---|---|---|---|---|---|
| માસિક પત્રો | | | | | |
| અજવાળિયું (એક સરનામે પાંચ) | વર્ષે | ૦ | ૨ | ૦ | મિ. એમ. એન. ગામડીઆ, પારડી |
| બાળવાડી | ,, | ૧ | ૦ | ૦ | મિશન પ્રેસ સુરત |
| બાળમિત્ર | ,, | ૪ | ૦ | ૦ | |
| બાલોદ્યાન | ,, | ૨ | ૮ | ૦ | |
| બાળસખા | ,, | ૩ | ૦ | ૦ | |
| સ્કાઉટ વીર | | | | | |
| વગેરે સામાન્ય માસિકપત્રો | | | | | |

# વધારો ૨.

## હિંદ માટે ૧૯૩૧ના સાક્ષરતાના આંકડાઓ

### પ્રાંતો અને સંસ્થાનોવાર સાક્ષરતાના આંકડા.

| | પુરુષો | સ્ત્રીઓ | કુલ સાક્ષરતાના ટકા |
|---|---|---|---|
| અખિલ હિંદ | ૧૪% | ૨% | ૮% |
| બ્રહ્મદેશ | ૫૫% | ૧૭% | ૩૬.૮% |
| કોચીન | ૪૫ | ૨૨ | ૩૩.૭ |
| ત્રાવણકોર | ૪૦ | ૧૭ | ૨૯ |
| વડોદરા | ૩૨ | ૭ | ૨૧ |
| કુર્ગ | ૨૫ | ૯ | ૧૭ |
| દિલ્હી | ૨૪ | ૭ | ૧૬ |
| પશ્ચિમનાં દેશી રાજ્યો | ૨૦ | ૪ | ૧૨ |
| બંગાળા | ૧૮ | ૩ | ૧૧ |
| મુંબઇ | ૧૭ | ૩ | ૧૦ |
| મદ્રાસ | ૧૮ | ૩ | ૧૦.૮ |
| મૈસોર | ૧૭ | ૪ | ૧૦.૬ |
| આસામ | ૧૬ | ૨ | ૯.૩ |
| મધ્ય પ્રાંતો | ૧૨ | ૧ | ૬.૬ |
| પંજાબ | ૧૦ | ૧ | ૬.૩ |
| સંયુક્ત પ્રાંતો | ૯ | ૧ | ૫.૫ |
| બિહાર—ઓરિસા | ૧૦ | ૦.૫ | ૫.૩ |
| મધ્ય હિંદ | ૮ | ૧ | ૫.૨ |
| હૈદરાબાદ | ૮ | ૧ | ૫ |
| ગ્વાલીઅર | ૮ | ૧ | ૪.૭ |
| રજપૂતાના | ૭ | ૦.૨૫ | ૪.૩ |
| જામુ | ૬ | ૦.૨૫ | ૪ |
| સીકીમ | ૬ | ૦.૩ | ૩.૫ |

## જાતવાર સાક્ષરતાના આંકડા

| | પુરુષ | સ્ત્રી | સરેરાશ |
|---|---|---|---|
| વદ્દ (બંગાળા, આસામ) | ૭૮.૨% | ૪૮.૬% | ૬૩.૦% |
| નાયર (મલબાર) | ૬૦.૫% | ૨૭.૬% | ૪૪.૦% |
| કાયસ્થ | ૬૦.૭ | ૧૯.૧ | ૪૦ |
| બ્રાહ્મણ | ૪૩.૭ | ૯.૬ | ૨૭ |
| ક્ષત્રી | ૪૫.૧ | ૧૨.૬ | ૨૯ |
| લુશાઇ | ૨૬ | ૩.૧ | ૧૫ |
| રજપૂત | ૧૫.૩ | ૧.૩ | ૮.૩ |
| કુર્મી | ૧૨.૬ | ૧.૨ | ૭ |
| માળી | ૮ | .૬ | ૪.૩ |
| મહાર | ૪.૪ | .૪ | ૨.૪ |
| ઓરિઅન | ૩.૫ | ૧.૧ | ૨.૩ |
| ડોમ | ૧.૬ | .૨ | .૯ |
| ભીલ | ૧.૧ | .૧ | .૬ |
| ચમાર | ૧ | .૧ | .૫૫ |

## ધર્મવાર સાક્ષરતાના આંકડા

| | પુરુષ | સ્ત્રી | સરેરાશ |
|---|---|---|---|
| પારસી | ૮૫ | ૭૩ | ૭૯ |
| યહુદી | ૪૯ | ૩૪ | ૪૧ |
| બર્મી | ૫૬ | ૧૬ | ૩૬.૮ |
| જૈન | ૫૮ | ૧૦.૬ | ૩૫.૩ |
| ખ્રિસ્તી | ૩૫ | ૨૦ | ૨૭.૯ |
| શીખ | ૧૪ | ૩ | ૯.૧ |
| બુદ્ધધર્મી | ૧૫ | ૨ | ૯ |
| હિંદુ | ૧૪ | ૨ | ૮ |
| બધા | ૧૫.૬ | ૨.૯ | ૮ |
| મુસ્લીમ | ૧૦.૭ | ૧.૫ | ૬.૪ |
| જંગલી જાતો | ૧.૩ | .૦૨ | .૭ |

